અર્પણ

ગોપીઘેલા ગોકુળિયાને

## આ લેખકનાં પુસ્તકો

: પ્રકટ :

૧ મેંદીનો રંગ
૨ રૂપલાલસા
૩ નિત્યપ્રિયા
૪ રામપ્રતાપાભિનિષ્ક્રમણ, ૧ ( ડોલનશૈલી )
૫ „ „ „ ૨ ( ડોલનશૈલી )
૬ મધુ।
૭ રાસ રમઝમ ( રાસ અને કાવ્યો )
૮ નાગડાની ગોરી ( ડોલનશૈલી )
૯ રાજ્યવાસંતી ( „ „ )
૧૦ માનગરના મોતી ( બે ટૂંકી વાર્તા )
૧૧ યોગેશ્વર કૃષ્ણનું ગોકુલેશ ( ડોલનશૈલી )
૧૨ „ „ રાજેશ ( „ „ )
૧૩ „ „ મથુરેશ ( „ „ )
૧૪ „ „ દ્વારિકેશ ( „ „ )
૧૫ „ „ નીતેશ ( „ „ )
૧૬ „ „ યોગેશ ( „ „ )
૧૭ પ્રણય-રાસ-બંસરી

— અપ્રકટ —

૧૮ રોશનાઇ ( ટૂંકી વાર્તાઓ )
૧૯ પ્રણય-નૈયા
૨૦ અને આવતી કાલે
૨૧ મારો એકરાર-૧
૨૨ પ્રણય-એકરાર-૨
૨૩ પ્રેમનો સાર
૨૪ પ્રેમયોગી ( ડોલનશૈલી )
૨૫ અમૃતમંથન ( „ „ )
૨૬ મંદાકિની
૨૭ અનામિકા
૨૮ દિગ્ધર
૨૯ મનસા

# એક બોલ

વાંચનાર ! ડોલનશૈલીમાં રામપ્રત્યાભિનિષ્ક્રમણના બે ભાગ ક્રમેક્રમે બહાર પડ્યા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા.

પછી એનાથી પ્રોત્સાહિત બનીને 'યોગેશ્વર કૃષ્ણ'ના છ ભાગ—ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ, ગીતેશ ને યોગેશ—બૃહદ્ ગુજરાત સમક્ષ રજૂ કરું છું.

શ્રીકૃષ્ણજીવનની અનેકવિધ સંપત્તિએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને હજી યે આપશે એ નિઃસંશય છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

પ્રથમ ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ : યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘલી રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યા: અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઈ ગોકુલ-ગમન કર્યાં.

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારા યે ગોકુલ ગામને ઉલ્લાસના હેલે ચડાવ્યું.

યમુનાજીના કાંઠડે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી-માખણ ખાધા ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી ભૃખુભાનતનયાનાં મિલન થયાં. રાધિકાજી સખીઓ સંગે પાણીડાએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ ચાલતો લાગતો ને સખીઓ તારાગણ શી શોભતી.

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં કૃષ્ણ ઉપનિષદમા અને પદ્મપુરાણમા છે. વળી વેદોમાં પણ **राधस्** શબ્દ વપરાયો છે **राधस्** એટલે આરાધના.

અને એ કૃષ્ણ-આરાધિકા રાધિકાજીને મેં કૃષ્ણજીવનમા શૃગારે ગૂંથી છૂપાયેલુ આધ્યાત્મિક રહસ્ય દાખવવાનો પ્રયાસ કર્યો છે. **योगीभि र्ध्यानगम्यम्** એવા યોગીઓના ઇશ્વરનું-યોગેશ્વર તત્ત્વનું-મે આખી યે કથામાં અધિષ્ઠાન રાખી શૃગારને સ્પર્શ કર્યો છે.



**બીજો ભાગ યોગેશ્વર કૃષ્ણ-રાસેશ :** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ! કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમા રાસપંચાધ્યાયીમા પ્રથમ વાંચતા શૃગારમય ભાસે છે, પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે. વેદ-ઉપનિષદના ગૂઢ તત્ત્વો સમજવાની કોટીએ નહી પહોચનારને માટે ભક્તિ રસ દ્વારા જ્ઞાન મેળવવાનુ શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ સાધન છે.

' યોગેશ્વર કૃષ્ણ · રાસેશ 'માં ' રાધાનો સ્વપ્નસંસાર ', ' પ્રાણેશ્વરના પ્રકટ દર્શન ', **सोऽहम् श्याम** ને 'રાસપચાધ્યાયી' એ પ્રકરણોમાં રાધાતત્ત્વને મે જુદી જ દૃષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે.

રાસ–રાસેશ્વરી રાધિકાની નેત્રપલ્લવી કૃષ્ણ–રાધાનાં અદ્વૈતનું સાધન હતું. કનૈયો યમુનાકાંઠે વેણુ વજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાંઠે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલીદ્વારા **સામવેદ**નું સંગીત રેલવ્યું ને રાધિકાજીને સંગે વ્રજાંગના–રાસ રેલવ્યો ને ૭...૭...માસ આભે થંભાવ્યો ચંદ્રમાને.

સમાધિસ્થ કૃષ્ણ–ગોપીઓના રમણનો એ હતો અનંત રાસ એ રાસની ઉચ્ચ કક્ષાએ વ્રજાંગનાઓને ઉડાડયા પછી શ્રી કૃષ્ણ અવતરણનાં કાર્ય કરવા વૃંદાવન છોડતા હતા.

–

શ્રી કૃષ્ણ મથુરા ગયા પછી રાધિકાજીનું શું થયું ? એ વિષે કૃષ્ણોપનિષદ્, પદ્મ–પુરાણ, દેવી–ભાગવત વગેરે મૌન સેવે છે. એ મૌન મને નથી રુચ્યું; અને તેથી સ્વયં રાધિકાજી વૃંદાની માળા કૃષ્ણકંઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા **रसो वै सः** ના કંઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મેં યોજી છે.

કૃષ્ણ વિનાના ગોકુળમાં કેમ રહી શકે રાધારાણી ? રાધિકાજી એટલે પરાપ્રકૃતિ......શુદ્ધ માયા પરમેશ સંગે જ હોય ને ?



**ત્રીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ–મથુરેશ** ' અને રાસેશ્વરે વૃંદાવનનું રમતિયાળ જીવન તજી યુગદ્વાપરમાં પાપી માનસ ધરાવનારાઓના ભારે ડોલતી આર્યાવર્તની અમર સંસ્કૃતિને જીવંત રાખવા મથુરા–ગમન કર્યું. ત્યાં કંસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો; પણ છતાં યે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્‌ભારત પણ બનાવવાના હતા, એ તો યુગદ્વાપરની વિધાત્રી યે ભાખતી હતી.

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને ફરતી મગધરાજ વિરોધી હતો. શ્રી કૃષ્ણને ભારતીય સંસ્કૃતિના નાશકર્તા બનેલ રાજવીઓની સામે મોરચા માંડવાના હતા. એવે કાળયવને મથુરાને ઘેરો ઘાલ્યો યવનની સેનાના પ્રચંડ પ્રસારા સામે યાદવોનું બળ ગૌણ હતું. એ કારણથી શ્રી કૃષ્ણે યાદવો સંગે મથુરા તજ્યું ને સૌરાષ્ટ્રના-સાગરઆરે દ્વારિકાનગરી વસાવી.



**ચોથો ભાગ: યોગેશ્વર કૃષ્ણ-દ્વારિકેશ**: પછી દ્વારિકાએ રહી શ્રીકૃષ્ણે ભારતવર્ષથી પાપીઓના ભાર ઉતારવાની યોજના ઘડી. દ્વારિકા ભૂશિરબિંદુ પર વસેલું હતું, કેમ કે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબંદી હતી. પછી એ સુરક્ષિત એ વસી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સંગે સંપર્ક વધાર્યો મૈત્રીની ગ્રંથિ બાંધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને અને પછી મંડાણો દ્વારિકેશનો ગૃહસંસાર યુગદ્વાપરે પ્રવર્તતી સંસારની ગુંચવણોને ઉકેલવા.

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાંડવો વચ્ચે કંકાસ મંડાયા હતા. સંસારની તુલાએ સત્યનું છાબડું પાંડવપક્ષે હતું, અને શ્રીકૃષ્ણે પાંડવને સાથ દીધો.



**પાંચમો ભાગ યોગેશ્વર કૃષ્ણ ગીતેશ** પછી કુરુક્ષેત્રની મહાભારત શેતરંજે વૃંદાવનના વેણુ ગજવનારે યુગદ્વાપરની સંસારશતરંજે અનાયુધ રહી, પાર્થના સારથિ બની, શાંત સમત્વ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો.

એમા અર્જુન-વિષાદ વખતે ગીતાના જે અનુપમ જ્ઞાન દીધાં તે વેદો ને ઉપનિષદોનું દોહન છે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन

ભારતવર્ષે અવતરી યોગીઓના એ ઇશ્વરે અવતરણની સિદ્ધિ કરી કુરક્ષેત્રના સહારયજ્ઞે પાપીઓના હવિ હોમી પૃથ્વીને ભાર ઉતાર્યો.

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કૂખેથી મૃત બાળ પરીક્ષિત ઊતરે છે ને યોગસિદ્ધિએ શ્રી કૃષ્ણ એને જીવતદાન આપે છે ૧૫૪ મા પ્રકરણમાની યોગસિદ્ધિની પરાકાષ્ટા સાનમા સમજાવવાને મે પ્રયાસ કર્યો છે યોગેશ્વર કૃષ્ણના છ ચે ભાગમા 'पातञ्जलयोगदर्शन' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રી કૃષ્ણના ચમત્કારોના ઉકેલ શાધવા મે પ્રયાસ કર્યો છે એ કેટલે અગે સફળ થયો છે તે તો આપ વાચનારમાના યોગાભ્યાસીઓ જ કહી શકશે

મે ઉચ્ચ કોટીના નહિ પણ હલકી કોટીના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નિરખ્યા છે, અને મને ખાતરી થઇ છે કે સાત્ત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી

એક દૃશ્ય મે મુબઇમા નજરે જોયુ હતુ આપણા એક હિંદી મલ્લ-રાજનુ વજન ૨૩૦ પાઉડ કાગએ જોખતા મે જોયુ પણ પછી સ્તભન કર્યું ત્યારે ૪૬૦ પાઉડ થયુ હવે રામાયણકાળમા અગદને પગ કેઈથી ન ઊપડયો કે કુરુક્ષેત્રમા શ્રીકૃષ્ણ मध्यमे પાર્થરથ એક તસુ યે કર્ણના બાણે પાછા ન હટતો ને પછી અર્જુનના બંધ્યા અહકારે શ્રી કૃષ્ણે સ્તભને વિહારી ભાર ઓછો કર્યા ને કર્ણ બાણે રથ દશ જેમ ઊડયો, એ યોગ-પ્રક્રિયાની પ્રતીતિ દે છે

બહુ પોતે જ પ્લેટો, ટૉલ્સ્ટૉય, રસ્કીન, ઇમર્સન, સ્વીડન બોર્ગના ગ્રથો વાચી મથને ડોલ્યો પછી રાજકવિ કલાપીનો 'સ્વીડન બોર્ગના ધર્મ-વિચાર ગ્રથ વાચ્યો કલાપીએ હદ કરી છે અને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર રત્નજી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે ક્વાપીના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુધર્મ સ્વીકાર્યો હશે.

એ વિચારની હું ગડમથલે હતો. એવે અશ્રદ્ધાળુ પૉલ બ્રંટનનું 'The Search in Secret India' નામનુ પુસ્તક મારે હાથ પડ્યુ એ નિરીશ્વરવાદી પૉલ બ્રંટન પ્રથમ આફ્રિકાના પીરામીડ તરફ ગયો...અને પછી મળતી મન પ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જઈને તીર વારાણસી ગયો ત્યા એને એક યોગી મળ્યો. એને પૉલ બ્રંટને એના મનોમંથનની અને યોગ વિષેની જિજ્ઞાસાથી કરેલ પરિભ્રમણની કથા કહી પછી એક ચકલીને મારવાનુ કહ્યુ. પૉલ બ્રંટને તેને મારીને બરાબર તપાસ્યુ કે 'એ જીવવિહોણી છે!' પછી પેલા યોગીએ એને જીવંત કરી!

આ કાળે જો વારાણસીનો યોગી ચકલી જીવત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવતો કરે યોગીઓનો યે ઇશ્વર કૃષ્ણ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિષે જાણવું બહુ દુષ્કર છે. Science has studied external world and yoga internal world. ગુરુઓ પણ અધૂરા પાત્રોને એ શક્તિ નથી આપતા—એવી બીકે કે એ શક્તિનો દુરુપયોગ કરે હજારો વર્ષ પૂર્વે ભારતની નાલંદા યુનિવર્સિટીમા ફક્ત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોચેલાને જ જ્ઞાન ઝીલવા આવવાની પરવાનગી મળતી. એ તો ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છ

પરમયોગી રામકૃષ્ણ પરમહંસનો એક દાખલો છે કે 'અષ્ટાવક્રસંહિતા' એ ખાટલાના ઓશિકા નીચે સતાડી રાખતા. ફક્ત સ્વામી વિવેકાનંદને જ એ વચાવતા કે જેણે પૂર્વના ઉચ્ચ જ્ઞાન સહેલાઈમાં સહેલી

રીતે પશ્ચિમમા પીગરયા પૂર્વ ને પશ્ચિમની સસ્કૃતિનો ભેદ ભેદ છે, એ વિષે સ્વામી વિવેકાનદે વિલાયતમા એક પ્રશ્નકારને સક્ષેપમા કહ્યુ હતુ કે ' You live in time and we live in eternal ! ' એ જ વિશિષ્ટતા છે આર્યસસ્કૃતિની અમર સસ્કૃતિ છે આર્યાવર્તની જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાતે આપ રીઝશો ગેટેએ સસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનુ ' શાકુતલ ' વાચ્યુ, ને પછી સ્વદેશ જર્મની જઇ માથે ' શાકુતલ ' મૂકીને એ નાચ્યો હતો !

" ગાડો ગાડો, ગાડો !" પણ શુ ગાડાના ભરાય ગાડા ? અને ગેટેએ કહ્યુ, " પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એના તેજ ઝીને છે હજી તો ' શાકુતલ ' વાચ્યુ છે મે, પણ એથી શ્રેષ્ઠ તો ' રામાયણ ' ને ' મહાભારત ' છે, અને એ વચાશે ત્યા લગી અમર છે આર્યાવર્તની સસ્કૃતિ ! "



ભાગ છઠ્ઠો : યોગેશ્વરકૃષ્ણ--યોગેશ મે ' ગીતેશ ' પૂર્ણ કર્યા પછી ' યોગેશ્વરકૃષ્ણ-યોગેશ ' લખ્યુ. મને એક મિત્રે પૂછ્યુ કે ' શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચીશ વર્ષ શુ કર્યુ ? ' અને મે ઉત્તર આપ્યો કે ' ભૂસાતી સસ્કૃતિને ફરી સજીવન કરાવવામા પ્રોત્સાહન દીધુ '

મહાભારત, ભાગવત, શાકર ભાષ્ય વગેરે અનેક અમર સાહિત્યના બીજ એ શાતિના સમયે વવાણા છે

અત્યારના જમાનામા તો શાતિ જ આપણે વિસારી છે Leisure is the lost art of modern world કુદરત એ પરમશાતિના પાઠ શીખવે છે પણ કોને પરવા છે એ ઝીલવાની ?

ओम्...ओम्...ओम्...' એ ૐકારની સાત છાયા યોગેશમાં આલેખવાનો મે પ્રયાસ કીધો છે. માંડુક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મે એમા ગૂથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેન્દ્રો શ્રીકૃષ્ણના દર્શને દ્વારિકા આવે છે.

યાદવાસ્થળીના શાપ પછી મેં ઉદ્ધવના જ્ઞાને મારા ઉપનિષદોનાં અધ્યયન સક્ષેપે ગૂથવા પ્રયાસ કર્યો છે.

પણ પછી 'તુલસીશ્યામ'ની સ્થાપના

રૈવતાચલ ગિરિવન ( ગિરિનાગને છાયે ) તુલસીશ્યામ તીર્થધામ છે. એની સ્થાપના –ઉત્પત્તિ—ના ઇતિહાસનુ તથ્ય ગમે તે હોય; પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણકુ કે અર્પેલી જે તુલસીની માળાએ રાધિકાજી સમાણા હતા એ માળાનુ ' પ્રભાસગમન, ' ' યાદવાસ્થળી ' ને ' ત્રિચક્રવેધ ' પહેલાં શ્રીકૃષ્ણ ગિરિવને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યુ છે.

યોગેશ્વરે વૃંદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પરન્ત વાતા રાખ્યા છે. જે સંસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટના આ ઝીલશે, કહેશો ?

વિશ્વનુ જ્ઞાન સસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ! ને ઝગ ભરો લક્ષ્યે રાખ્યા નેત્રે ! ને નેત્ર છતો અનામીનુ ! ત્યાગ છે પરમ સિદ્ધિ સસારના સ્વરપ્રતિસ્વરની, જેના તારએકતાર મુક્તિનક્ષ્યે લાગ્યા...... લાગ્યા છે !

सर्वं खल्विदं ब्रह्म ॥

## અનુક્રમ

### ( ગોકુલેશ )



### (રાસેશ)

## ( દ્વારિકેશ )

( ગીતેશ )

( યોગેશ )

# યોગેશ્વર કૃષ્ણ

## [ ગોકુલેશ ]

### : જન્મ :

યુગયુગનું યુગાન્તર ચક્ર
બ્રહ્મના અનંત બ્રહ્માંડમાં
કાળની અંધ રેતુ
ઘુમરિયા લેતુ હતુ જગતધરીએ,
કાળની ઉચ્ચારતું ઘોર સમસ્યા.

અનંત કાળ અવનીએ
આમન્ત્રણા એના તાગ
મહાસાગર એ મહામાયાનો
સૃષ્ટિઓ ગનનાર શી મહીં
મઝધાર બ્રહ્માંડ સાગરે,
કાળ પ્રમાણુની સફર કરતી,
બ્રહ્મના બ્રહ્માંડની પુરનારથીએ

પ્રતીક્ષા કરતી કાળ–માંડાની

એ કાળ . ..

એ કાળચક્ર
અનંત અવકાશના ગોરાબે
ઘૂમતુ કહેતુ'તુ ઇતિહાસ,
કે એ ભવસાગરના ઝીલણહારો !
જગત તો જાણનારનું છે.
अणोरणीयान् महतो महीयान् । ( ઉપનિષદ )
બ્રહ્મના બ્રહ્માંડને કાજ
છે સર્વ જગતસંસારે,
शरीरमाद्यम् खलु धर्मसाधनम् ।
મોક્ષ એ માનવ સંસારે
પરબ્રહ્મની પરમ સમસ્યા,
सदेव सौम्येदमग्र आसीत्
एकमेवाद्वितीयम् ब्रह्म ।
એ છે મહા સમસ્યા બ્રહ્માંડની
ઝીલે એ જગ તરે
આત્મતત્ત્વ પેખી પેખી
आत्मा वा अरे दृष्टव्य
श्रोतव्य मन्तव्य:
निदिध्यासितव्य ।
અત્યભિજ્ઞાન છે આત્મતત્ત્વનુ

કર્મયોગે કર્મસંસારે
सिध्यसिध्यो : समो भूत्वा
समत्वम् योग उच्यते । (શ્રીમદ્ ભગવદ્‌ગીતા)
સત્કર્મ એ સંસારીઓનો
ભૂલે એ ભવ ડૂબે,
આભ-ઊંડા સંસારસાગરે.

એ હતી,
માયાવી માનવ-માનવીની
ભૂત, વર્તમાન ને ભાવિકાળની
જુગજૂની કાળસમસ્યા,
દિશાઓએ પડછંદા પાડતી.
તરતી હતી સંસારસાગરતરંગે
યુગયુગના અનંત પ્રવાહે.
પણ ચડતી–પડતીનાં મોજાં
તુમુલ તુફાન મચાવી,
કોક દિ' ડગમગાવે છે અવની
સંસારીઓનો ધર્મ વિસરાવીને
सत्यमेव जयति नानृतम् ।

ઓ જગત !
ધરતી મા નાખે છે એવા
પાપના નિસ્તૂન ભારે

અજ્ઞાના અહીંક જગતે,
અજ્ઞ સંચાલિત સંસારસાગરે
પાપનાં ઘેરાં નીર
મૂકે છે સંસાર–મર્યાદા.
કાળપ્રેરિત સંસારસંચલનમાં
यस्मिन्देशे काले निमित्ते च
यो धर्मोऽनुष्ठीयते ।
स एव देशकालनिमित्तान्तरेषु
अधर्मो भवति ॥
એવે કાળે કાળે
પાપભારણુ નિવારવા કાજ
અવતરે છે યુગપુરુષ
परित्राणाय साधूनाम्
विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय
संभवामि युगेयुगे ॥ ( શ્રીમદ્ ભગવદ્‌ગીતા )

એ યુગદ્વાપરની સધ્યા
પ્રસરતી'તી ભારતવર્ષે,
દિશાઓ ડગમગતી હતી
ને ડોલતા દિગન્ત દિક્‌પાલ
માંડ થંભાવતા અવનીને.
આકાશે નિહાળતા'તા

છવાઈ ઘનઘોર આધીને.
મહીં ઘૂમતાં ઘોર વાદળ,
પ્રલયના ભીષણ કાસદ
વ્યોમના ગર્જન ગોરંભેથી
ભયગ્રસ્ત ભૂમિએ ભાસતાં
ગાજ-વીજ ને તુમુલ તુફાન સંગાથી
વર્ષાવતા હતા ઘેરાં નીર.

એ મોહરાત્રિએ
શ્યામ ઘટા હતી ઘનઘોર.
તારલાનાં ટગમગ તેજ
અદૃશ્ય હતાં ઊંડા આભે.

એવે રોહિણી નક્ષત્રની
પ્રભા નિર્મળી પ્રસરી;
ને આછી વિખરાઈ શ્યામ ઘટા;
ઝબકયા તારલિયાના ચમકાર;
વાયા આહ્‌લાદક સમીર;
પછી પૂર્વની ક્ષિતિજ ઉપરથી
ઊગ્યો અષ્ટમીનો ચન્દ્ર;
ને ભારતવર્ષે યે ઊગ્યો
ભારતના ભાગ્યનો ચન્દ્ર
દ્વાપરની એ સંધ્યાએ

ભારતવર્ષનું ઘડવા ભાવિ.
માતા દેવકીની કૂખે
પ્રગટયો વસુદેવદુલારો,
ને ઊછળ્યો આનંદનો ઉદધિ.
દિવ્ય ઓજસની પ્રફુલ્લ ધારા
વરસી દંપતી યુગલે,
ને ડોલ્યા આનંદહિંડોળે
સ્નેહની પરાકાષ્ઠાના સમીર.
બ્રહ્માંડ ડોલતું ભાસ્યું,
બ્રહ્મ ભાસ્યું પુત્રરૂપે;
ચૈતન્યમય વિશ્વસ્વરૂપ
વિરાટના વિશ્વમાં.
એના ચતુર્ભુજ સ્વરૂપે
શંખ, ચક્ર ને ગદા, પદ્મ,
હતાં એ વિશ્વપ્રતીક.
શંખની સિદ્ધિ મહાસાગરે,
ને તેજતત્ત્વ સુદર્શન ચક્ર,
ઓજસ બળ ગદા પ્રતીક,
ને ધર્મજ્ઞાનયુક્ત પદ્મ શોભંતું.

એ હતું કંસકારાગૃહ.
કૃષ્ણપક્ષની મધરાતડલીએ
પ્રાર્થતા હતા વસુદેવજી

નિજ પ્રિયાની ગોદે પોઢેલ
બાલપુત્ર બ્રહ્મસ્વરૂપને,
અનાવૃત એ અપરિચ્છિન્નને,
સર્વ સ્વરૂપ ચૈતન્યભાવે,
સ્વાત્મા પરમાત્મરૂપ ભાવે,
સર્વવ્યાપકના સંપૂર્ણ ભાવથી.
એ માત-પિતાનાં પુત્રવત્સલ હૃદય
બ્રહ્માંડ જગતે નિરખતાં હતાં,
ચૈતન્ય જગતની વિરાટ ભાવનાને
કેન્દ્રિત કરી નિજ પુત્રમાં.
" ઓ દૈવી પુત્ર !
ભાસો છો ભવની ભાવટના
ભાંગનાર ભેરુ ભગવાન.
આ છે કારાગૃહ
ઉગ્રસેનસુત કંસરાજનનું ! "
અને વસુદેવ માનસદૃષ્ટિએ
દિશાઓ ડગમગવા લાગી.
અંધકાર વચ્ચે મનોવિચારણાએ,
મન ભાસ્યું વિચારકારાગૃહે કેદ.
" દેવી ! શો માર્ગ હવે ? "
" દેવ ! પ્રભુપ્રાર્થના ! "
એ હતો દેવકી ઉત્તર.
ને એકાગ્ર વિચારશીલને

દેવીપુત્રે માતાપિતાનો એકાગ્રતાનો
ઝીલ્યો નિર્મળ ભાવ
અનેરા ભક્તિપ્રભાવે.
**સા પરાનુરક્તિરીશ્વરે । ( શાંડિલ્યસૂત્ર )**
તત્ત્વ પર એનું સ્વામિત્વ.
એ હતો પંચતત્ત્વેશ્વર.
એણે પારખી એકનિષ્ઠ ભાવે,
નક્ષત્ર-તારા-પૃથ્વી વિચારી.
પછી આકાશના ગુણરૂપે
શબ્દધ્વનિએ શોધ્યો સંસાર
ચક્રભ્રમણે પ્રતિઘોષ પાડતો.
ને બોલ ઘૂમતો જગતે પછી
ભારતની ભવ્યભૂમિએ ભાસ્યો,
મથુરા નગરીના કાળ કારાગૃહે,
" માતૃભૂમિ એ મુજ જન્મદાત્રી !
સુણો જગતનો બોલ.
કર્મબંધનના પાપસાગરે,
છે ઊંડા ભયાનક વમળ.
યુગદ્વાપરના સંધિકાળમાં
સંસાર-સાગર ઝોલાં ખાય છે
વાસનાના અતિ ઉગ્ર તરંગે.

એ ભારતભૂમિએ

છે કંસની મથુરા નગરી,
સંસ્કારની અહંકાર ભાવના, જામ્યા છે અગોચર
ને પાક્યા છે મહીં
પાપના મહા મગરમચ્છ.
એને હણીશ હું
ને સ્વાતંત્ર્યભાવના દઈશ આદેશ !"
"પ્રભો......!"
"બેટા......બાળ...!"
એ માતૃબોલ
ઘૂમી રહ્યા કારાગૃહે.
વૈમનસ્યમય ભારી એમને
કંસરાયની મથુરા નગરી,
હતાં જ્યાં......
માનરસંસારનાં આડંબરી જ્ઞાન
સત્ય સ્વરૂપને અરુચિકર
કાળની એ કાળ-સમસ્યાએ.

એ કાળ
કહેનો હતો કર્મ નિપતિ
કે કર્મના ભજતા પ્રથમ પાઠ
છે ગોકુળ કૃષ્ણનગરી
આવનારી કાલ પ્રાપ્ય ભાગતભૂમિએ.
અને......?

કૃષ્ણપક્ષની રાત્રિનો
પ્રહર બીજો હતો.
રજનીના હતા પ્રવાસ
ધીરાધીરા નિયમનિશ્ચિત
સોહતા પ્રભાત પ્રદેશે,
અને વીતતા'તા રાત્રિપ્રહર
ને દેવકીવસુદેવની મનોરાત્રિની
એ હતી મહાસમસ્યા.
છ સંતાનોયે વસુદેવ-દેવકી
મન સંસારે હતા વાઝિયા
અખોવન હતી દેવકીકૂખ,
પણ નો'તું પ્રારબ્ધ પાંસરૂં.
ભ્રાતા હતો ભગિનીદ્વેષી
કાળમોલનિર્માણ પ્રમાણે
ખગોળશાસ્ત્રેથી શોધીશોધી
ગણીગણી નક્ષત્ર-તારા
પછી સુણાઈ હતી આકાશવાણી કંસને
કંપાવતી વિચારસૃષ્ટિને,
કલ્પનાને થંભાવી દેતી,
કે 'દેવકીનું આઠમું સંતાન
આણશે તુજ જીવનનો અંત'

અને... ..?

દિક્પાળ ડોલવા લાગ્યા
કંસરાજનના આંતરજગતના.
ઘોરઘોર આંધી છવાઈ.
પણ પછી ઝબકી વીજ,
ને મળ્યા મારગ કંસને.
પછી બીજાં કારાગૃહનાં બાર,
ને મહીં પૂર્યાં દેવકી-વસુદેવ.
અને એ કારાગૃહે........
દુઃખિયારું વસતું 'તું' યુગલ
ભાવનાયે ભજતું પરબ્રહ્મને.
એણે તત્ત્વઆરાધનાએ સાધ્યા
એકતાર ચૈતન્યતત્ત્વના
પ્રાર્થનાના એકાગ્રભાવે,
ને આકર્ષ્યાં પંચતત્ત્વ
પંચતત્ત્વરચિત માનવી યુગલે,
ને માતાએ કીધાં પાન.
પછી ઉદરે આકાર્યું આત્મતત્ત્વ.

એ માનસિક ગર્ભ,
સૂક્ષ્મ વિચારના મહામંથને
પ્રગટ્યો હતો દેવકીકૂખે.
વાતા હતા મદઘેલા સમીર.
ને મહામાયાએ દીધાં ચેન

ઘોરઘોર નિદ્રાના સર્પને
પછી મધરાતડીના શાંત પ્રહરે
પહેરેગીરે પહેરા બદલ્યા
ને પિતાએ શોધ્યા પુત્રના સંરક્ષણ,
પણ કારાગૃહકોટ બહાર
દુર્ગમ ભાસ્યો મહા માર્ગ.
અનિમેષ નયને પુત્ર નિહાળ્યો,
જાણે તત્ત્વોનો તત્ત્વેશ્વર
દૈવી પ્રભા અનેરી હતી
ને ભાખતો ભાસ્યો પુત્ર મારગડા
અલૌકિક દીપ્તિમય મુખમુદ્રાએ,
" ઓ માતા-પિતા, ઊઘડશે કારાગૃહદ્વાર
લોહને વિખુટાવે છે લોહથી
લોહચુંબકની વિદ્યુતધાર
મુજ તત્ત્વધારી દેહે છે
આકાશતત્ત્વ ને વાયુતત્ત્વ મિશ્રિત
તેજલા વિદ્યુતપ્રમાણ
मद्भयाद्वाति वातोऽयं
सूर्यस्तपति मद्भयात् (ઉપનિષદ્)
સંચરો ને સાધો નેમ !"

એ કારાગૃહે વાતા'તા
મહામાયાના જગતસમીર.

પહેરેગીર હતા નિદ્રાધીને.
ઓવારણાં માતાએ લીધા
અશ્રુ ટપકાવી આંખડલીઓથી
ને કૃશ દેહે ધ્રૂજારી અનુભવી
વદતા વદતા મુખવેણલા,
" હરિ કરે બાળ રક્ષા ! "
પછી ..... ?

તોતીંગ કારાગૃહદ્વાર.
ને લોહની સાંકળ સરકી,
લોહદ્વાર પરથી ભોગળ ખેસવી,
ને વજ્રસમ તાળાં તૂટી પડ્યાં
કો' અકળ નિઃશબ્દતાથી
બાળવિભુતેજના લોહચુંબકે,
ને વસુદેવદેવકી દંપે
વિભૂતિઅંતરણે ઊઘડેલા અંતરદ્વાર
પુત્ર દેખાયા મહામાયા-આવરણે
अघटितघटनापटीयसी माया।
" ઓ પ્રભુ .. ..!
બંધન માયાના છે,
જગત માયા, જગત માયા ! "

## ( ૨ )

## ગોકુળ–ગમન

ઘનઘોર હતી એ રાત્રિ
પ્રસરેલા હતા ગાઢ અંધકાર,
ને ઘોર ગર્જના કરી
આભમાં અફળાતાં અભ્રના પર્વતો
વિદ્યુતચમકાર ઝબકીને
અનેરા દાખવતા'તા અંધાર.
ગાજવીજ ને ઘોર કડાકા
શું આભ ફાડી પાતાળના
તાગ લેશે ?
મુશળધાર વરસતા હતા
આભેથી ધરતીએ મેઘ
યમુનાજીનાં કાળાં નીર
શ્યામ અંધકારને ભેદી
સાગર-મિલને સંચરતાં,

શિલાઓએ અથડાઈઅથડાઈ
ધોતા હતા ભેખડના કોતર

એવે .....?
ભેદીને ગાઢ અંધકાર
અટૂલો અબોલ માનવી
જમનાજળના ધ્વનિનેમે
ડગ ભરતો હતો વીજચમકારે.
ગમનની હતી અધીરતા,
પણ એથી યે મહોટી અભિલાષ
હતી હાથે ધરેના બાળસ રક્ષણની.

એ હતો યુગબાળ
અવતરણનું હતું જગતકલ્યાણ
એના ભાવ્ય દે આલેખાયેલું.
છાયા હતી શેષફેણની
એ શેષશય્યાનાથી પર
શું ક્ષીરસાગરના સથ
અવનીએ પણ ન ઝુમ્યા ?
અને જમનાનાં નીર
વહેતા હતા વાયુગમારે
પૂર ભરપૂર બે કાંઠે
અને માનવી થંભ્યો !

પૂર ઉતરવાની જાણે પ્રતીક્ષા કરતો.

અને......!
અષ્ટમીના અર્ધચન્દ્રચમકાર
નાગમજુતેજપૂર્ણ મંચાયે .
ઝગમગતાં'તા વિખરાયેલ વાદળોથી,
ને વહેતાં હતાં જમનાજળ.
પછી નિહાળ્યાં સરિતાનાં જોમ,
ને વિશ્વચૈતન્યને
પ્રાર્થનાએ ફરીફરી પ્રાર્થ્યું એ માનવીએ.
પણ......!
પાત્રને મળે છે પ્રાર્થનાનાં ફળ.
મગ્ન મૌનધારી વસુદેવજી
અલ્પ હતા વસુંધરાએ,
ને અસહાય અટવાઇ વિચારસાગરે
શું જમનાકાંઠે ઊભા હતા !
અને......!

ખળ...ખળ ..વહેતાં હતા
કાલિન્દીના કાળાંનીર.
એવે વસુદેવભ્રાન્તિ
ભવના ભાવિના ભાગ્યે
બાંગીને મળ્યા રાહ.

દૈવી પુત્ર સ્મરણપટે સ્મર્યો
ને કર્યો હર્ષોદ્ગાર :
" પુત્ર છો મુજ ભવતારક ? "
અને સુણ્યો પછી ભાસ્યો બોલ
બાલપુત્રના એકનિષ્ઠ પિનાગે
નિજ દૈવી પુત્રનો,
" હું છું જગતકેન્દ્ર
તત્પદવાચ્ય
તત્ત્વેશ્વર છું હું તત્ત્વનો
સરિતા સમાય સાગરે
તો ય સમુદ્ર મૂકે ન મરજાદ.
પ્રભુત્વ મુજનું નીરતત્ત્વે છે ! "
અને......!
ખળખળ વહેતાં હતાં જમનાનીર.
ને કાંઠડે વસુદેવજી ઊભા
એમ વિચારની કરતાં'તા સમીક્ષા.
એવે .. ..?

એમણે સુણ્યો
જગતના પ્રારબ્ધનો બોધ,
વર્તમાનને સંચરાતો પૂરો,
કહેતો ભૂતકાળીન ઇતિહાસ,
ભાવિનાં કહેતો ભાગ્ય,

પછી ભર્યાં ડગ... ..
ગોકુળના ગરવા ગામડે
જ્યાં વ્યાપ્યાં હતાં ગાઢાં ઘેન
મહામાયાની મોહનિદ્રાના,
ને મહી નંદરાય નેસડે
નંદરાજીની ગોદમાં પોઢાડ્યો,
ને લીધી પુત્રી પિતાએ
બત્રીસલક્ષણો પુત્ર દઈને
પારણામાંથી જે જેની પ્રસૂતા
ભાવિના દેતી હતી કોલ.
પછી . . . ?

પુનઃ એ કારાગૃહ.
વસુદેવે દીધા સંદેશ નિજ પ્રાણેશ્વરીને
ને શયન કરાવ્યું પુત્રીને
પુત્રવિયોગી દેવકીની ગોદમાં.
એ કન્યા . ..
'ઉંવા' 'ઉંવા' આક્રંદે રડી,
ને પહેરેગીર જાગ્યા
પછી પારખી પેખીને
કહાવ્યા કંસને સંદેશ
કે 'જન્મ થયો છે કારાગૃહે
દેવકી કૂખે નવા બાળનો '

" ભ્રાત ! સબુર ! સબુર ! "
" રાજન ! સબુર કરો.
સુણો આપ ભગિનીવેણુ ! "
એ વસુદેવવેણુએ,
કંસકૃત્ય ઘડીક થંભ્યું.
આશ પ્રકટી ભગિનીહૈયે
ને કંપતી દેવકીએ જોડ્યા કર,
" ભ્રાત ! પુત્ર નથી આ
કે તુજ આયુષ્યનો લાવે અંત !
કેટલીક નારીએ નર માર્યા છે !
જો લગીર જગતઇતિહાસ
ને ક્ષમા કર કરુણાભાવે.
લગ્ન કરીશ મુજ લાડલી પુત્રીનું,
અવતરશે જો ભ્રાતૃવધૂકૂખે,
મુજ કંસભ્રાતનો કુળદીપક ! "
અને કંસે કર્યું ક્રૂર હાસ્ય.
પણ હતા છુપા મહીં
ભગિનીપ્રેમના અદૃશ્ય ભાવ.
" ભગિની ! ભાગ્ય ભાખે છે
મુજ ભાગ્યચક્રે કે—
માતુલ કરે ભાગિનેયહત્યા.
હે બહેની ! જગને સ્વાર્થ
સંસારે લેવાને આયુષ્યના લ્હાવ ! "

" ભ્રાત ! પણ સુણ પ્રાર્થના એક
પાલવ પાથરી પ્રાર્થતી બહેનીની.
ક્યાં ગઇ પ્રીતિ પહેલાંની ?
ભગિની નીરખી ભ્રાત ડોલતો
આનંદના પૂર્ણ સમીરે.
માયરામાં કન્યાદાન દીધાં'તાં
ને લડાવ્યાં'તાં ' લાખેણાં ' લાડ.
બહેન–બનેવીનો બન્યો'તો સારથી !
ક્યાં ગઇ એ પ્રીત ? વીરા ! "
" બહેની ! પ્રીતિ હૈયે છે; પણ
પ્રીતિ પર ચડયાં છે પડળ
વર્ષોનાં વહાણા વીત્યે.
મથુરાનો કંસ હું
બન્યો રાજરાજન, ને......
સાગર શા વાધ્યા અહંભાવ,
અને પાગર્યો તેનાથી પાપભાર,
ને પતિત થયો તુજ ભ્રાત
બહેની ! વિચારીને હજી યે
વિમાસું છું, વિચારું છું, હું;
પણ મૃત્યુના ઘંટારવ
ધડકાવે છે મુજ હૈયું !
વળી ભાખ્યું છે ભાખનારાએ કે
' માતુલને ભાગિનેય હણશે ! '

ને હણ્યા ભગિનીજાયા મેં.
જીવનસ્વાર્થ શું ઓછો
  છે જગતે ?"

  અને અટ્ટહાસ્ય કંસનું
કારાગૃહે પડઘા દેતું,
ઘૂમી રહ્યું શૂન્ય નિઃશબ્દતામાં.
ભયાનક વાતાવરણની નીરવ ગંભીરતામાં
કાળના સંભળાતા'તા શ્વાસોચ્છ્વાસ.
ને ઉપાડી કન્યાને કંસે
તોળી અદ્ધર અવકાશમાં.
અફાળવા શ્યામ શિલાપટે !
દયા–કરુણાની એક પળ
ઝબકીને વિલીન થઇ ગઇ,
ને બાળ–શોણિતની અઘોર પિપાસા
સળગી ઊઠી કંસહૈયામાં.
ને મીંચાણાં નેત્રદ્વાર !
શું માતુલે હણી ભગિની-પુત્રી ?
અને...... !
અને દિવ્યદેહી અલૌકિક કન્યા
આભે ઊડી વિદ્યુતસમી,
દિઙ્મૂઢ કરતી કંસરાજને,
ને ભાનને નિદાળી રહી ભગિની,

ને સેરકો નિજ રાજાને.
કંસરાયની દેહસ્થિરતા
ડગમગ ડોલવા લાગી
ધ્રૂજારી ને પ્રસ્વેદ હતા દેહે
મસ્તક ફરતું'તું ચક્રાકાર,
જાણે ઊઠતા'તા તરંગ અંતરમાંથી !
ભયવિહ્વળ ઘૂમતા નેત્રો
મંડાયાં'તા શૂન્ય આકાશમાં,
ને ભયાનક ભાવિના કારમા પડછાયા
જાણે પથરાયા હતા દૃષ્ટિના ઊંડાણમાં
પછી એણે દીઠી .....
તે દિવ્ય મૂર્તિ
ધનુષ્ય, ત્રિશૂલ ને બાણ સાથે
શંખ, ચક્ર, ગદા, અસિ,
ને ઢાલ ધરતી અષ્ટ કરે,
શિરે મુગટ ને દૈવી વાઘા,
ને આભસે સુણાવતી સૂર
કંસરાયના હીન માનસને
" ઓ મૂર્ખ ! છોડ માયામોહ
ને છોડ હત્યારાં કૃત્ય
પૃથ્વીએ જન્મી ચૂક્યા છે તુજ વિનાશક.
આભ-પાતાળના લેશે રક્ષણ
તો ય એ આભ ચીરી ફોડશે પાતાળ

ને આણુશે તુજ જીવનનો અંત.
પતિત તુજ પાપના ખડક્યા ગંજે
ભારતધરતી ધા નાખે છે!"

એ દૈવી વાણીએ
ધ્રૂજારીએ કંપ્યું કંસ-મનડું,
ને થયો કંસને પશ્ચાત્તાપ.
નિર્મળ હૈયાના ક્ષણિક ભાવે
જેમ નિર્મળા આભમાં
અકાળ મેઘવાદળ અંધારે
એમ સ્વાર્થ-વાદળ ઘૂમ્યા
કંસના માનસ-વ્યોમમાં ફરી.
પણ સંસારના પરમ સત્યો અવરોધના
કેટકેટલા ફાવ્યા છે આ જગતમાં?
કાળનું મહાચક્ર સત્યજીવનને
સાગરતળિયેથી પણ
ખેંચી લાવે છે મહાબળથી.
જીવન સત્યવાદીઓનું છે.

## ( ૩ )

## ગોકુલેશ જન્મોત્સવ

પૂર્વે પ્રકટ્યું પ્રભાત,
ને સ્વર્ગંગાતીરેથી
પશ્ચિમસાગરે સંચર્યો
ચન્દ્રમા ધીરો ધીરો.
તેજ હરી તારાગણના
પછી સપ્તઋષિને ય ઉત્તરઆભે
કહાવ્યા પ્રભાતસંદેશ,
કે સ્નાને પધારે માનસરોવરિયે.

એ પ્રભાત.
સોહાવ્યું અરુણરાજે
પૂર્વ ઉદયાચળ શિખરે,
ને ડંકા બજ્યા પ્રભાતનગરે,
ઉષ્મા આહ્લાદક પ્રસરી,

આ શા ચન્દ્રતેજ અજવાસ !
અને પરિજને દીધા આવકાર,
"પધારો ! ગોકુળની શોભા.
પરાકાષ્ઠાએ પહોચ્યાં છે આજ સૌન્દર્ય.
શા શાં કરીએ આપ સન્માન
નંદરાયના નંદનનેસડે ?"

સૌન્દર્યસરિતાનાં વહેતાં પૂર
ઘડીક થભ્યાં દ્વારે
ઉરે ઊછળ્યા આનંદ-હેલા.
માળ મૂકી સુવર્ણ-માલિનીની,
શોભતી ઉર પુષ્પકલિએ.
ક્ષીરબિન્દુ શાં એ સ્નેહફૂલડાં
આનંદતાં'તાં રસોન્માદે.
"પરિજનજી !" એક વંદતી મલકી,
મંદ મંદ વેરીને હાસ્ય,
"પરિજનજી ! ગૃહે છે ગૃહરાણીનાં રાજ્ય.
અધિકારશે નંદરાણી અમને.
ગોકુળિયુ ગોપીઓનું છે !"

અને......!

એ શય્યા નંદરાણીની હતી,
ને ગોદમાં પોઢ્યો નંદદુલારો

માતૃભાવની લેતો લા'ણુ,
પયપાન કરતો હતો પ્રીતે.
એને આશિષતી આશિષતી
ઓવારણાં લેતી ગોકુલ-ગામન,
ફૂલડાં શી ફૂલી-ફાલી,
આનંદતી આનંદમાગે,
ગાતી'તી શુભગીતડા
" અષ્ટમીની ઘનશ્યામ સોહતી રાત
" ગોકુળમા લાલ પધાર્યા !
" હીંચોળે યશોમતી માત,
" ગોકુળમા લાલ પધાર્યા ! "

એ લાલ દુલારો,
ખાળવાડે ' ઉવા ' ' ઉવા ' કરી
ગજાવતો'તો નંદનેસ.
એને તાલ દેતી'તી પ્રેમે
નૂપુર-ઝાંઝરના નાદઝમકારે
ગોકુળની ગરવી ગોપાંગના,
નેનના ભ્રૂભંગે નિહાળતી,
કેશવેણી રૂપાળી ચોરતી
શોભતાં કો' કો' વેણીના ફૂલડાં.
પરિહાસ કરતી પ્રીતે
સાંઝ લેતી'તી મહોત્સવની

અને……

× × ×

એ મહોત્સવ પછી. …

નંદગામ વાર્ષિક કરની
ભરણાની હતી અવધ,
ને સંચર્યા નંદરાય
કંસની મથુરા નગરીએ.
એ જાણી વસુદેવજીએ વાત
મિત્રમિલને મિત્રઉરભાવ
મધુથી યે ભાસ્યા મધુગર
એક હતો કંસકેદી,
એક હતો કંસ આપ્તજનશ્રેષ્ઠ,
પછી એમણે માંડી કથની,
"નંદજી! અભિનન્દન છે,
આપ ગૃહે વૃદ્ધવયે આજ
પધાર્યા છે બાળનાથ!"
"પ્રભુકૃપા છે વસુદેવજી!
આપ મિત્રના મીઠા ભાવ"
"મિત્રતાનું પ્રતીક છે શુભ વાંછના.
એ ભાવ ભરી ઉરે આપ
મુજ પુત્રને લડાવો છો બાળલાડ
છત દઇ તેની માતાને,
આનંદે તો છે ને રોહિણી દેવી?"

" વસુદેવજી ! પતિવિરહિણી પત્નીનો આનંદ
દુ:ખસાગરે ખાય ઝોલાં,
ને સદાય ઊછળે સ્મરણતરંગનાં મોજાં,
પણ પછી સમાય મન કાંઠે ભટકાઈ,
ને બને ઉમંગવિહોણું ! "
" પ્રભુ-ઇચ્છા, મિત્રજન !
પુકારે છે મુજ પાપ
કો' પૂર્વજન્મે લાધેલાં.
ભગિનીદેવી વાત બન્યો
ઊગતી સમાતી બાળકળિઓ.
છ છ પુત્ર અહો સમાણા
હત્યાગની હીન હત્યાએ.
હત્યાના કેટકેટલા ડગ
જગતપતિધામે હશે ? "
" મિત્ર વસુદેવજી ...!
સુણજે મનનો બોધ.
અંત આવે ભાગ્યગાથાનો
પાપ જ્યારે પહેલ એ ઉપકાર.
અદૃષ્ટ દેવ નિયામક છે
જીવનમાનવના પુણ્ય-પાપનો.
દૈવ અનુકૂળ કે પ્રતિકૂળ
પણ ભોગવવાનું છે સમારચકે ! "
બોલ્યા હતા બે મિત્રો

મથુરા નગરીના એક મહાલયમાં,
ને વ્યવસાયભર્યાં મહોલ્લાઓથી
ઘોંઘાટ સુણાતા હતા
એવે વદ્યા વસુદેવજી
આસપાસ દૃષ્ટિ દઈ રે કાને,
" નંદરાય ! રાજદ્વારી વાતાવરણોથી
સુણી છે મેં એક વાત
કે ગરવા આપના ગોકુળને સદે
વિપત્તિઓની વરસશે ઝડી,
તો શ્રેય છે આપનું
વસવાટનું સ્થાનાન્તર કરવામાં ! "
એ અલ્પ સૂચનાએ
ઝબકી ગયા નંદરાયજી
" વસુદેવજી ! શા કારણ છે
કે આપત્તિઓ ઊતરવાની છે ગોકુળે ? "
' મિત્ર ! અજાણ છું હું પૂરી વાતથી,
પણ અવશ્ય હશે
મહી કો રાજદ્વારી સંકેત
ચેતતા નર સદા સુખી ! "
અને ...
મનોનિશ્ચય કર્યો નંદજીએ
કે ગોકુળ તજીને
વૃંદાવનમાં કરવો વાસ

## ( ૪ )

## પૂતનાવધ

ગોકળિયું ગાજતું'તું......
આનંદ, આનંદ, આનંદનાદે.
એવે પ્રસરી સૌન્દર્યપ્રભા,
શોભંતી નંદગામડે.

એ નંદજીનો ગરવો નેસ,
મહીં ઘમ...ઘમ...દોવાતાં દૂધલાં.
ને ગોવાળિયાની ગરવી ધેનુને
નાંઝણાંના દીધાં'તાં દામણાં,
ને ગાજતી હતી શેડે ધારાવડી
ચગડ ગગડ ચગડતી તાંબડીએ.
મહારાણી જશોમતી
અમરાણીએ માંડી'તી તાંબડી
છીંકાએ દોરની દોરની,

સહિયરને સમજાવતી વાત
સોહંતા બાળઉછેરની.

એનો બાળ......
બાળ લાલો નંદદુલારો
પોઢયો'તો પાળણે પ્રીતે
પદારવિંદનો ઉડાડતો પરાગ
અનંત ઊંડા આભ-ગોરંભે.
ને પુષ્પવૃષ્ટિ અંતરીક્ષેથી એવે
આભે સર્જતી હતી અક્ષર.
એ અક્ષરના આલેખાયા શબ્દ,
ને શબ્દનાં લખાયા વાકય
યુગદ્વાપરના કાળબોલતા

એ વાકયે વાકયે
અમર કરવા એક બાળલીલા
ગોકુળે આવી નમણી નાર.
માલતી પુષ્પ મહેંકતાં'તાં
કેશપાશની ઝૂલતી વેણીએ.
ભ્રૂકુટી દીપન્તી ભાલચંદ્રે,
ને મુખારવિંદ જાણે કળાયેલ ચંદ્ર.
સૌન્દર્ય ઉદયાચળ ઉરે હતા,
ને ઉન્નત શિખર બે પર્વતના ગળે

ડોલતાં'તાં દૈયાગગને,
ને ઉન્નત રોધસની મધ્યે જાણે
સાંકડા શોભ'તા સરિતાપ્રવાહ.
મંદ હાસ્ય મદનઘેરું હતું.
એને નિરખી માન્યું વ્રજાંગનાએ કે
ગોકુળને સોહાવવા પધારી છે
કો' સૌન્દર્ય—સૌપાંગના,
અવન રિણી ક્ષીરશાયીપ્રિયા
કરે ગ્રહી કમળકેરું પુષ્પ.
પછી એણે પ્રસ્યું બાળ પુષ્પ
ખીલતું ગરવા ગોકુળિયાએ,
પ્રફુલ્લેલું યશોમતીકૂખક્યારીએ
નંદરાયના નમણા નંદનબાગે.
એની બિડાઇ નેત્રપાંખડી.
એ પુષ્પબાળ હતુ.
લાલનપાલન લાડીતુ.
એને ઝુલાવ્યુ પયોધરે પછી
સ્વરૂપધારિણી અન્સુરનારીએ.
એનાં પયોધરે હતાં
લેપન વિષ હારમાનાં.
એવે પયપાને........
દંતક્ષત કર્યા બાળપ્રેમેશ્વરે,
ને પયોધરે કર્યાં અહરર્તીપણુને

ત્વચા ભેદી રક્તસંચયને પ્રસરાવ્યા,
ને વાગ્યાં હૈયે હાથનાં કર્યાં,
એ વિષકન્યા.........
ભોગ બની નિજ વિષની
ને પુકાર્યા એણે પુકાર,
" છોડ બાળ, છોડ મુજને ! "
ભીષણ કર્યો આર્તનાદ
સૌન્દર્યલવના અનેવી
બહુરૂપિણી પૂતના નારે.
પણ કેમ છોડે બાળ '
કંઇકને મારનારને આજ
મળ્યો હતો મહાકાળ
પછી પ્રસર્યું અંગે વિષ,
ને તેજ હરાયાં કજરાળાં નેત્રના
પછી ધમપછાડા હસ્ત ને પદનાએથી
વીખરાયા બહુરૂપિણીના વેશ,
ને ભાસી વિરૂપા સર્વને
ને નેસડે મચ્યો કોલાહલ.
નંદરાણીએ જાણી વાત.
પાળણે ન દીઠો લાલ !
હેબતાઇ માત શોધતી સચરી
બાળલાલાની સેવા ભાળ.
ગોપીઓ દોડી, દોડ્યા ગોપ,

ને દીઠો નંદદુલારો
મૃતદેહે કરતો રમણ ! –
આશ્ચર્ય...આશ્ચર્ય...
અને......?
પ્રસર્યો ગોકુલે હર્ષનાદ,
ને પ્રસરી ગાથા આમ્યદ્રંદે
પાળણામાંથી યે બાળપરાક્રમની.

એ પછી સુણી વાત
મથુરાની વાટે વળતાં
ગોપમુખે નંદરાયજીએ,
" રાયજી ! ગરવું કીધું ગોકુળને
પૂતના હણી લાલજીએ ! "
" ગોપજન ! પૂતનાનો બાળરોગ
બહુ યે પ્રસર્યો છે ગોકુળગામડે.
બહુ યે બાળનાં લીધાં બલિદાન.
કીધી'તી ને ગો-રજણી
યશોરાણીએ ! "
" રાયજી ! નારી પૂતના સ્થાને
શા ભાખો છો બાળરોગ ! "
" ગોપજન ! શા ચમત્કાર સુણું છું !
રોગ નહિ તો અન્યથા ભાવે
પૂતના છે અવિદ્યા પ્રતીક.

ભાવઠ ભવની ભાંગી
સારા યે શું ગોકુળ ગામની,
જો હણી લાલે પૂતના
આશ્ચર્યની છે ને અવધ ?
બ્રહ્મ સત્યं जगन्मिथ्या। ( ઉપનિષદ્ )
બ્રહ્મ પિછાણણહાર જન્મસિદ્ધ શુકદેવજી
અવનીએ કોંક જ પાકે છે ! ”

એ નંદજી જ્ઞાનવેણુમાં
સુણી હસ્યા ગોકુળગોપ,
કે લાંબી લાંબી જ્ઞાનચર્ચા
શું ગોકુળને ગૃહે ગૃહે
જ્ઞાનેશ્વરો સર્જશે ?
“ રાયજી ! હી...હી...હી...! ”
એક હસ્યો ગોપબાળ
પૂતનાની કહેતો વાત,
“ નારી હણી બાળલાલે,
ને અવનીએ પાડી પયપાને,
બહુરૂપિણીનાં વિકૃત કર્યાં રૂપ ! ”
એવે વદ્યો બીજો ગોપ,
“ રાયજી ! છ યોજન દેહલંબાણ
હતાં એ પૂતના નારીનાં,
ને મુખ મહાબિહામણું.

આભ-ઊંચા હતા ઉરડુંગર,
ને નિતંબ જાણે સરિતાભેખડ.
મજ્જૂક્ષનો વાળ્યો દાટ.
હજી યે ઝગહળે છે એની ચિતા ! ”

એ ગોપવેણુએ……
હાસ્ય હસ્યા નંદજી હર્ષે
કે રાઇનો કીધો છે પર્વત
હસમુખા હરિ ગોવાળિયાએ.
પણ પ્રભુએ ક્ષેમ રાખ્યો બાળ,
અવશ્ય એ ગાથા છે.
અને……!
ભરતા ત્વરિત ગતિએ ડગ
વદ્યા નંદજી મુખે,
" ઓ જગત ! શા ચમત્કાર અવનીએ છે !
અવિદ્યાનાં સંસારઢાંકણ
ઊપડે તો લાગે તાગ
હિરણ્યગર્ભના પેલા પારનો જ્યાં
વસતા ' જે સચ્ચિદાનંદ '.
सच्चिदानन्द………
तत्त्वमसि ! तत्त्वमसि ! "

## (૫)

## શકટાસુરવધ

એ હતો બાળ લાલનો
અંગપરિવર્તન ઉત્સવ અભિષેક.
ગાજતો'તો નંદજીનો ગરવો નેસ
ગોપાંગનાની ગરવી ગીતાવલિએ.
પછી મંગળસ્નાને ને પયપાને
લાલજીને લાધ્યાં પ્રભાતઘેન,
ને ઢળ્યાં નીંદરડીએ નેણલાં.
પછી બાળ પોઢાડયો યશોદાજીએ
ઓળાઝોળા ગાડે બાંધીને.

એ ઉત્સવ હર્ષે...
ઉજવાતો હતો આનંદઆનંદે,
ને પોઢયો એકલો લાલ
રુદનના દેતો સાદ,

બાળલીલાએ મૂંઝાયો ભારયો.

એ હતો દૈવી બાળ.
રુદન ભાસ્યું મિથ્યા એને,
ને માંડયા ઉધામા દેહે
અંગઅંગે ઝોળીએ કૂદી.
પછી ઝોળી સરકી
બાળકુમારના હલનચલને,
ને ધરતીએ સર્યો લાલ.
આડ હતી ગાડાને પૈએ નાના પાણાની,
જે સરકી બાળલાલપગદલને.
પૈ સર્યાં ને ધસ્યું શકટ
ઢોળાવેથી ખાઇએ આડું,
ને ઊંધું વળ્યું આભ નિહાળતું.

એનો સુણીને ધબાક
ગોપીકર્ણ ઝબક્યા ચમકી,
ને બાળ લીધો નંદગણીએ
વાત્સલ્ય ભરી ભરી ગોદ
શ્વાસોચ્છ્વાસથી હૈયાહાંફે

એ સુણ્યું......

એ માન્યું......

કે નંદદુલારાએ ઉથલાવ્યું
બાળદેહે ગાડું એક !
મળ્યા સમૂહે ગોકુળગોવાળ
ને માંડી અવનવી વાત.
કો'ક વદ્યું કે "બ્રહ્માંડપુરાણે
ભાખી હતી ભેદિલી વાત
કે આવશે શકટાસુર દૈત્ય
ગાડારૂપ ગોકુળે બનીને
ને ઉથલાવશે બાળલાલ !"
કો ક વદ્યું "નંદલાલજી છે
દ્વાપરની યુગસંધિએ
બાળબળનું સત્ય પ્રતીક."
કો'ક વદ્યું કે "કો' દુષ્ટ ગ્રહ
પંજેથી છટક્યો ને
માત-પિતાના કો' પુણ્યઢગે
ઊગર્યા છે બાલલાલ."

એ દશ્ય......
નિહાળતા હતા એક દ્રષ્ટા
નંદરાજના આમ્ય નંદગાંવના.
ભાસી પુત્રમાં એને પ્રતિભા,
ને ભાખ્યું સંસારરૂપી શકટ.
રસો વૈ સઃ પૂર્ણાવતારી

કેમ કરે સહન
ઉપર ઝગુંમતું ગોરસભર્યું શકટ ?
અને હરખભર્યાં નંદરાયે
ગોકળિયું ગરવું પેખ્યું.
એ હતું નંદછંનું ક્રાન્તદર્શન.
એમણે સંસારે શોધ્યા માયાના માધ્યમ
બ્રહ્મ એકાત્મતાના સાધતા દોર
કે પરમ ઇશ્વરનાં પરમ તેજ
આદેશ દઇને બ્રહ્મ પાઠવે સંસારે
યુગકાળને તારવા પાપમાનસના ભારથી.

## ( ૬ )

## યશોદાવિશ્વદર્શન

એ ગરવા ગોકુળગામે
નંદદુલારાનો હતો નામકરણનો વિધિ.
ગર્ગાચાર્ય યાદવ પુરોહિત
પધારતા'તા વસુદેવ પાઠવ્યા,
ભાલચંદ્રે આલેખેલાં કહેવા
ભાગ્યવિધાત્રીનાં ભાવિવેણ.

અને આતિથ્યસત્કાર થયા
ગર્ગાચાર્યજીના નંદનેસડે.
" પધારો ! મહાનુભાવ !
પાવન થયું છે મારું ગોકળિયું
આપ પાવનકારી પ્રવેશે. "
" કલ્યાણ ! કલ્યાણ ! ગોકુળશ્રેષ્ઠ !
છે એ મુજ આશિષ,

કે ગોકુળનો ગરવો ગોવાળ
દ્વાપરયુગના કાનપ્રવાહે
બને યુગવૈરાવણુદાર. "
" પ્રભો ! આપ વેણુના
સત્યના યે શોધે તાગ ! "
"અસ્તુ...... ! "

અને નંદનેસડે
ઘડીક વીતી અબોલ પળ.
" નંદજી ! આશિષ સહ છે અભિનંદન મુજ
કે શ્રદ્ધવપે વંશાંક અવતર્યો,
ને ભાગ્યવાન બન્યા આપ દંપતી ! "
અને કર જોડયા હૈયે ઉલ્લાસીને
ભાગ્યધારી સુતના પિતાએ.
" દેવ ! ત્રિકાળજ્ઞ આપ મહાનુભાવ
બ્રહ્મ વર્ચસ્વે તેજસ્વી છો
ને છો વિદ્યાના ભાંડાર્યાં સાગર
સેવતા આપ બ્રહ્મજ્ઞાનની
પ્રજ્વળે છે ભાસ્કરજ્યોત શી.
પણ એક છે પ્રાર્થના મુજ
કે નામકરણાદિ કરો સંસ્કાર
મુજ પુત્ર બાળવાસાના
ને મુજ મિત્રપુત્રના ! "

અને અવરોધીને
વદ્યા વેણ ગર્ગાચાર્યજી,
આછું હાસ્ય પ્રસરાવી મુખડે,
" અસ્તુ ! નંદજી !
પણ સુણો એક સમસ્યા.
હું છું યાદવકુલાચાર્ય.
જો કરીશ નામકરણવિધિ તો
મથુરાના જાણશે લોક,
ને કંસ પાપભર્યો પાપાત્મા
ધારણાએ ધારશે આપ બાળને
અવશ્ય વસુદેવસુત.
મિત્રતા વસુદેવ ને નંદની
*અણજાણ નથી મથુરાવાસીથી !* "
" બ્રહ્મવર્ય ! સત્ય આપ વાણી છે,
ને છે કાળોચિત અવશ્ય;
પણ પ્રાર્થના સુણો મુજ એક.
છાનો કરો નામકરણવિધિ,
ને ભાખો કાળનો ભોગ ! "

એ નંદવાણીએ છાનાં
ગર્ગાચાર્યે દીધાં નામ.
કહ્યો કૃષ્ણ નંદનંદનને,
ને વસુદેવરોહિણીપુત્રને

દીધું બળરામ નામ.
અને વા'ગ્યાં વીત્યે વખતનાં
કૃષ્ણ ને બળરામ ભ્રાત
બાળખીલોણે ખેલંતા રમતા,
ઢીંચણીએ ધરતી ઢૂંઢતા
ફરતા નેસડાને ચોક,
ઊઠતા પુચ્છકરગ્રહણે
ગાયોના બાળગોવાળ બની.
ફરી પડી ફરી ઊઠતા.

એ બાળ-લીલા હતી
કૃષ્ણ-કનૈયા ને બળરામની.
પછી શીખંતા બાળ
હસને હસતાંતા હરખે,
કાલાકાલા વદતા વેણ

એવે વીત્યા માસ.
પ્રભાત ઊગે ને વધે
માર્તંડરાજની તેજકિરણાવલિએ.
तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
એ સૂર્યપ્રભાતે રાચંતારાચંતા
પછી વધે રજનીપ્રહરે.
ને પ્રભાતે પ્રસરાવે તેજ

બાળવયઉદયાંચળેથી.

× ×

અને એ પ્રભાત ગોકુળગામે
આજ અનેરૂં ઊગ્યું'તું.
ઘૂમ...ઘૂમ...ઘૂમ...
એક ગોકુલગ્વાલન
યશોદાએ નેતરાં બાંધી
વલોવતી હતી મહિડાં.
મહીંથી છંટાતા છંટકારા
ભીંજવતા'તા ગ્વાલનનાં ચીર.
ગોળીમાં નાચતું હતું વલોણું,
ને ગોરી ગ્વાલનહૈયે એ
નાચતો'તો બાળ ગોપાળ.
હૈયે રમયો પછી નેણુએ ભાળ્યો,
ને આનંદી ગોકુળ-ગ્વાલની.
" કનૈયા ! ઊગ્યું પ્રભાત આજ.
રળિયાત લાગે છે મુજને
માતા જશોદાનો લાડીલો બાળ,
ને નંદરાયદુલારો.
શી પ્રભાતચર્યાએ
આજ વહેલોવહેલો પધાર્યો છે ?"

અને થંભી મહિડાં વલોવતી

ગોકુળની ગરવી ગોપાંગના
નિહાળતી ચિન્તવતી
કે " પૂર્ણ ચંદ્રનાં તેજ
ઉદયાચળના અજવાસ પછી
શાં પ્રભાતે ભાસે છે ! "
" ગોપી ! નંદકુમાર છું.
ગોકુળિયે છે નંદજીની આણ.
મહિડાં ને મહીમાખણના
ભર્યાંભર્યાં છે ને ભંડાર ? "

એ મલકી......
વસેલાણું ગોકુળે ફેરવના.
વૃંદાવનના પાલવડાનાં ચીર
જોબનના નવરંગ સમીરે
ને પરાગ હતા પાલવડાની કોરે
પ્રભાત કેવા ફોરમના
આહ્‌લાદક, ઉન્માદક, અધીર.

એના ઉરે હતા
અખંડ યૌવન-ઉછાળ.
સદમ ઉરપુષ્પદલિએ
અઝ્ઝત હતાં યૌવનપૂર,
પણ કનૈયો હતો બાળ આજ

તો ય રમતિયાળ નેણુવાંનાં બાણ
ભાખતાં હતાં એના યૌવનનાં ભાવિ
કે જીતશે એ જગનકામ
કૈલાસેશ્વરને જે અજેય ભાસ્યો હતો,
ને માંડ્યા હતા કૈલાસેશ્વરે
જીતવાને જેને મોરચા,
કામથી બીને બીને બચવા,
ને અજમાવ્યું હતું અજેય શસ્ત્ર
ત્રિલોચન ખોલી ભાલચંદ્રે
ને અનંગ કીધો કામદેવ,
પણ તો ય બન્યા હતા ને ગૌરીશ્વર !

પણ નંદદુલારાને
જીવતો જીતવો'તો કામ.
અને સ્નેહવશ થઈ લોભાઈ
ગોકુળની યૌવનભરવી ગોપાંગના
કનૈયાના મુગ્ધ માધુર્યસૌન્દર્યે,
ને ધનવશ ડોલી
એવે પ્રવેશ્યો પરસાળ વટાવી
ચૂપકીથી ઓરડે બાળ કનૈયો.
સાથ દીધા એને બાળસખાએ
છાના છાના યે સરકી સરકી,
ને માંડી માખણચોરી.

એ જાણ્યું એક અન્ય વ્રજાંગનાએ
ને લક્ષ રાખ્યું ને ઝાલ્યો કહાન.
" સખી ! જો જરા નેત્ર ઉઘાડીને
યશોદાજીના કનૈયાના ખેલ;
પૂરો નટખટ છે બાળલાલ ! "

એ મદિરવેણને
ઝબકી અણચિંતવી વ્રજગૃહિણી
ને ઝાલ્યો કનૈયાનો કાન.
" કૃષ્ણજી ! ભલી શીખ્યા છો કળા
છાની એ તસ્કરવિદ્યાની ! "

અને નિહાળી રહી એ
કનૈયાની મોહક મૂરત.
એવે ત્રીજી પ્રવેશી
મુખડે મલકતી મરકની.
પછી રોષથી વદી
" બહેની ! આજ મળસ્કા પ્રભાતે
શ્યામસુંદર ગૃહે પધાર્યા,
ને ધૂમ...ધૂમ.. મદિરાસુજને
હું ત્યે હતી થંભી વારે
ત્યાં તો ખાજખોર વધી
ને ખેંચ્યાં રાધાના નેનગ.

ગોળીમાં ગોરસ છલક્યું.
અર્ધું ખાધું ને અર્ધું ઢોળ્યું.
હું યે ઓછી ઊતરું કેમ ?
શ્યામ મુખ ગોરું કીધું મેં
લીંપીને મહી-માખણના થર !"

એવે ઝાંઝર ઝમક્યાં
ને પ્રવેશી અન્ય એક વ્રજાંગના.
"સહિયર ! સુણી કનૈયાના શાણપણની વાત.
પછી આવ્યો મુજ ગૃહે
ઠેકતો ઠેકતો જાણે મરકટ.
અભરાઇએથી માંડ પાડી
મહી-માખણ ને ગોરસપાટલાની !"
અર્ધું અટકાવ્યું એ વેણ
ને કહ્યું અન્ય કો વ્રજવસનાએ,
"સખી ! પાણીડાં ગઇ'તી જમનાજી,
એવે ગૃહે આવ્યો કનૈયો
સંઘાત હતા મર્કટસેનાના
તુજ પુત્રના યે હતા સાથ.
અધ્ધર અભરાઇએ દહીંદોણી
કાણી કરી વહાવી ધાર.
આવું, ત્યાં નીરખી નીસરણી—
બાળગોપ ને ઉપર કહાન.

ડાકલ દીધી ને ઉગામ્યો હાથ.
સરરર...સરક્યા તુફાની બાળ,
પણ સરકી મુજ ઇંઢોણીએથી ગાગર !
હું ભીંજી ને બાપ નાહી.
વોય મા ! મેં રહેવાય ગોકુળિયે ?"

અને ચાલી વ્રજાંગના
લઈ કહાનકુંવર ચોર,
રાવ કરવા માત યશોદા કને.
પણ ઊડ્યો વંટોળ એવે
વ્રજભૂમિની ઝીણી વેળુનો.
ગોપાંગનાએ આંખ ઢાંકી
મૂરખ ગોપી ને છોડ્યો કાન !

અને......?
વ્રજાંગણીએ કરી વાત,
ઝાલી દીધો કુંવર કનૈયાને,
તોય વાત વ્રજગોપાંગનાની ન માની.
જશોદાએ કનૈયાને બોલાવ્યો પછી
ને ઉપાલંભ આપી સતાવી ગોપી
પછી કીધું કે " ફરીથી કાન
જો આવે તમ ગૃહે તો
આવ્યા તે રજા શી ?

શાંત ગોકળિયું શું અશાંત કરવું છે ?"

અને......?

બાળ કનૈયાનું પડ્યું મોં.
એ નિહાળતી'તી હરખે હસતી
વ્રજનાર નેત્ર-મિંચોલી કરતી.
પછી કનાઇસેના જામી.
બાળ કનૈયાના હતાં સરઘસ.
મર્કટે સાથ દીધા એમાં.
મહી ખાય અને ગોળા ફોડે,
અને કરે મહિડાની રેલમછેલ,
અને પછી......
એ હતું ગોપાગના પ્રભાવતી ગૃહ.
ગર્વિષ્ઠ એ ગોકુળ ગોપાંગના.
કહેતી કે "વાઢું કનૈયાનો કાન
ને સોંપું હાથ નંદરાણીને !"
પણ એ જગત......
રહ્યા છે કોઇના કે
ગોકુળની ગોપાગનાના રહે ગર્વ ?

અને ઊલટી કનાઇસેના,
ને ઊછળતો બાળ-સાગર
બાળલીલાએ હેલે ચડ્યો.

ગૌ-વત્સને બાંધ્યા છોડ્યા,
ખીલા ખેંચ્યા ને છોડી ધેનુ,
ને મચાવી ધૂમ ધમાધમ !

એ સુણી......
દોડી પ્રભાવતી ઝબકી.
" શા કોલાહલ છે આ ? "
પણ કોલાહલ મચવૈયો બાળ
ને નાની કનાઈસેના
લપાઈ ગયાં હતાં ઓથે !
ને પ્રભાવતીએ માંડ્યાં પછી
છૂટેલાંનાં બંધનબાંધણાં.

એવે લાગ લીધો
ને પ્રવેશી કનાઈ સેના
મહી-માખણના જીતવા ગઢ.
મટુકી તોડી, ગોળી ફોડી,
ને કીધી ગોરસની લાંપુ.
ખાગઓપ ધરાયા અને ગરકટ ધરાયા
ને ધૂમ કુદ્યા ધમાધમ......
રેલી નીક મહી-માખણની.
પાછી જ્યાં ગો નિંદાએ પેઠો
ઝુમકી ખમ્ખી ને કાન આંબળી

પ્રભાવતીનો પાળણેથી બાળ.
' ઉંવાં...ઉંવાં...ઉંવાં...ઉંવાં... '
એ બાળધ્વનિએ
પ્રભાવતીના ચમક્યા કર્ણ,
ને પુનઃ ગૃહે માત પ્રવેશી.
એવે સરકી કનાઇએના.
પણ નાસતો ઝપટાયો
બાળસૈન્યનો સેનાની કહાન.
કાન ખેંચી લપડાક દીધી,
ને ખેંચ્યો કર ઝાલી
રાવ કરવા નંદરાણીને ગૃહે.

એ દૃશ્ય.........

દૃશ્યમાં હતી હર્ષની હેલી,
ને વ્રજલલના કહેતી હતી રોજે વળી
કે " નટખટ નંદકિશોરને
આજ વઢશે માતાજી,
ને દૃશ્ય થાશે લાખેણાં.
ભલો લાધી છે અમૂલ્ય પળ.
ચીડવીને બાધશું ચાડિયા
પ્રીતે કહાનકુંવરના આજ. "

અને પ્રભાવતીકરકેદી

કનૈયો કરગરતો વદ્યો,
" છોડ મુજને, ગોપી !
નાર તું છે શાણી.
અમ નિર્દોષ તુફાનને
ન બધાય ગણીને ગ્રંથિએ.
અમે તો નાના નાના બાળ !"
અને ધૂરકી પ્રભાવતી,
" કનૈયા ! નાનાએ વાળ્યાં દાટ
તુફાનનાયક થઈ ભમે જે
તે ગોકુળના ગામચોક આજ
માતાજી વદશે ત્યારે
મોટાઈના મુકાશે માન !"
" શાબ્બા ગોપી પ્રભાવતી !
સખીઓ કરશે માતાજી કને રાવ.
પણ લજ્જા લાખેણી તારી,
ન શી તું નિર્લજ્જ બામે છે !
જો પેલું નિહાળે છે ગોપવૃંદ ઊભું
અસ્તવ્યસ્ત તારા ચીર
શા કરવ છે નિરાળા !"

એ મસકરા કનૈયાજીએ
પ્રભાવતીના નેત્રે દીઠા
મોહનના મરતા મોપ.

બાળલીલા કનૈયાની નિહાળતા
મરક મરક મરકતા મુખડે,
પણ પ્રભાવતીને ભારયા નિજને નિહાળતા.
ને પ્રભાવતીએ સંકોર્યાં
લગીર છોડી બાળ કનૈયાને
અસ્તવ્યસ્ત અંગનાં ચીર.

એ ક્ષણ……
એ ક્ષણ હતી ત્વરિતતાની.
કનૈયામિત્ર પ્રભાવતીસુત
કનાઇબાળસૈન્યે હતો.
એણે પારખી નેત્રસમસ્યા
બાળલાલ કૃષ્ણકનૈયાની
ને લીધાં કનૈયાનાં સ્થાન !
પછી માતાએ અજાણતાં ઝાલ્યો નિજ પુત્ર,
પાલવડાનાં ચીર સંકોરીને.

અને……?

એ નંદરાણીગૃહ.
ગોપી રાવે પધારી
ગરવા એ બાળલાલને લઇ.
"માતાજી ! બહુ યે વાર કીધી રાવ
કે બાળખેલ આપ લાલાના

ગોકુળે મૂકે છે મરજાદ.
આજ સ્વનેત્રે નિહાળો !"

અને ગોપી પ્રભાવતીએ
બાળ આઘે ધકેલ્યો રોષે,
જાણે સંજ્ઞાએ દાખવતાં
ફરી વદતાં વદતાં,
" માતાજી ! ચોર ઝાલ્યો છે આજ.
માન્યતા હશે આપની કે
છે બહુ ડાહ્યોડમરો,
પણ ગૃહબહાર તો...?"

અને છણકો કરતી પ્રભાવતીને
નિહાળી રહ્યાં યશોદાજી.
" શો છે આ ખેલ ? પ્રભાવતી !"
" માતાજી ! પેખો છો તો ય પ્રશ્નો છો
તો સ્મરો દી' પહેલાની વાત.
મેં રાત કોપી'તી રાસે
કે કુંવર કનૈયો ગૃહે પ્રવેશ્યો
ને ફોડી મહિડાંની મટકી.
પાછી જ્યાં ઝાલવા જાઉં ત્યાં
મોંએ બધું બાંટ્યું મહી
મુજ નેત્રે મુંઝીમુંઝીને.

એવે હું ન્હી લૂંછતી,
ને છટક્યા કુંવરજી છાના.
પણ આજ લાવી છું ઝાલી.
માતાજી ! ન્યાય દેજો.
ગગ્યો છે નદજીનો નેસ
કંસરાજ્યે યે પ્રતિષ્ઠાભર્યો. "

અને હસ્યા જશોદાજી,
" પ્રભાવતી ! પ્રભાતને ય સ્પર્શી ભાગે છે
રજનીની શ્યામ છાય,
ને અંધકારે અટવાઇને તે
તુજ પુત્ર મનસુખાતે પેખ્યો કનૈયો,
શું વ્રજમા સર્વ કનૈયા હશે ? "

અને હાસ્યના છૂટ્યા ફોરાં
સર્વ વ્રજનગના ને નંદરાણી મુખડે.
પછી અન્યોન્ય દીધી તાળી
કે " કનૈયાએ કર્યાં કેર. "

અને ગૃહબહાર......
શોભાવી સંચરતી હતી
પ્રભાવતી નિજ પુત્ર કરે ગ્રહી
રોષની દેતી દેતી રાડ.
એવે કનૈયો આવ્યો

ને વધ્યો વેણુ ધીરો,
મંદમંદ વેરીને હાસ્ય,
" ભલાં ! રાવ કરનારના રોળાયા
મહદ મતિના અલ્પ કંકર;
પણ ચેતજે, શાણી ગોપી !
આજ તો કરમાં દીધો પુત્ર;
કાલ હશે પતિ સ્થાને,
ને નિહાળશે ગોકુળગામ:
પછી પત નહીં રહે પ્રભાવતીની ! "

વેરાણાં હાસ્યનાં ફૂલ
નિરીક્ષણહાર અન્ય ગોપી મુખે.
દેખા આવ્યા આનંદના,
ને ઉછળ્યા ઉમંગતરંગ.
પછી ગોપી સમૂહે મળી,
ને ઉજવ્યો ગોરસદિન.
પ્રપંચસ્મૃતિ મરી ગોપાંગનાની,
ને એક ગોપીએ ગરબો કર્યો.
ને સંચરી પુકારતીપુકારતી
સાદ દેતી ગોકુળગોરીએ કે
' રાસ રમો મુરારી. '

એ સુણી......

એ જાણી......
નંદરાણી હરખ્યાં હૈયે.
પણ પછી ઝબક્યા
સુણી એક ગોપબાળબોલ
કે "બાળરમણે રમતો'તો
બલરામ સહ કનૈયો,
એવે માટી ખાધી
ને ભર્યા ગાલ મુખડાના."
એ સુણી યશોદાજીએ
બલરામને બોલાવી પ્રશ્ન્યા
ને વાત જાણી માટી ખાધાની.
પછી રોષયુક્ત વેણુએ
વદતા વદતા વદ્યા,
" કનૈયા ! ક્ષુધા મહી–માખણની
શુ આજ પરિણમે છે મૃત્–ભક્ષણે ?
કનૈયા ! આવ સમીપ !"
ને રોષયુક્ત વદ્યાં વેણુ,
" મો ફાડ ને કરાવ પ્રતીતિ,
નહીંતર ખાઇશ માતાના હાથનો માર !"

એ રોષવેણુ હતાં.
પણ પછી માતૃહૈયાએ
બાળ–મુખે સૌન્દર્યભાવ નિહાળ્યા,

ને મહીં ભાસી વિશ્વભાવના.
પછી મન અગમ્ય વિચારણાએ ચડ્યું.
એ વિચારે વિચારે......
વિશ્વપ્રતિબિંબ બિંબાકાર
ભાસ્યું નિજ પુત્રમુખડે !
कृष्णेनाम्ब गतेन रन्तुमसकृत्-
मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण क एवमाह मुसली
मिथ्याम्ब पश्याननम् ।
व्यादेहीति विकासिते च वदने
दृष्ट्वा समस्तं जगत्-
माता यस्य जगाम विस्मयपदं
पायात्स वः केशवः ॥
" કૃષ્ણે, મા ! રમવા ગયો અને તદા
ખાધેલ છે મૃત્તિકા. "
" સાચું ? કૃષ્ણ ! " " કહે છ કોણ ? "
" મુસલી "–" ખોટું જ, જો મોઢું, મા ! "
" જોઉં "–ને વિકસેલ એ વદનમાં
આખું નિહાળી જગત્
માતા વિસ્મયમુગ્ધ જેહની બની
રક્ષા કરો કૃષ્ણ એ.

અને ....... ?
આશ્ચર્યમુગ્ધ ડોલ્યા નંદરાણી.

" શા ચમત્કાર સૃષ્ટિએ !
ભાવનાની એકનિત એકાગ્રતા આજ
શું વિશ્વદર્શન કેન્દ્રિત કરે છે ?
આ જગત......
માયા...માયા...શું સર્વ માયા ?
કે સત્ય દર્શન છે સમગ્ર વિશ્વનું આ
મુજ દેવ-પુત્રમુખડે ? "
અને એ સ્મરણચમત્કાર,
**सर्वभूतेषु चात्मानम् ।**
**सर्वभूतानि चात्मनि ॥**
શા શા એવા યશોદાજીએ
આત્મચિન્તને ઓળખ્યા ?
પછી આત્માએ પેખ્યું પરમાત્મવત્ સ્વરૂપ,
ને દીઠું બ્રહ્માનું બ્રહ્માંડ
ભારતભૂમિએ ગોકુલ દીઠું.
મહી ભાસ્યા નિજ પ્રતિબિંબ.
એ હતા માતાના સમ્યગ્દર્શન !
" **यथा ब्रह्माण्डे तथा समष्टौ ।**
બ્રહ્માંડને ધારણે સૂક્ષ્મ પરમાણુના
સમસ્ત વિશ્વની રચનાએ
શું આટઆટલાં સામ્ય ?

એના પ્રભાવ......

ને મહામાયાના ભ્રમ
યશોદાજીને વિચારસાગરે
મહામન્થન કરાવતા હતા.
એવે આત્મ-એકાગ્રતાના
લાગેલા તૂટ્યા તાર.
વિલીનતાએ અનુભવી વિરાટભાવના.
વિક્ષેપ થતાં સંસારનું ફરી જણાયું
ઘૂમરીઓ ખાતું સાંકડું ચક્ર,
ને પુત્રપ્રેમ પુનઃ જાગ્યો.
માતાએ ગોદે લીધો કહાન,
ને લાલન-પાલન; ને લહેરી માત
કનૈયાના બાળ-આનંદસ્વરૂપે.
પછી માતાને શ્રેષ્ઠ ભાસ્યો
માનવજગતે બાળ-સંસાર.
सिद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि
संसारमायापरिवर्जितोऽसि ॥ ( મદાલસા )
અને એ હાલરડું ગાતી રહી.

એવે......!
પાકગૃહે ઊકળતું દુગ્ધ
તાપે ઊભરાયું તપી!
ને દોડયાં નંદરાણી...પછી
" માતાજી...માતાજી..."
ને ગગને ગુંજતા રહ્યા
કનૈયાના બાળપુકાર.
" શા ઉધામા લોલુપતાના
છે ગોકુળગોપાંગનામનડે !
વ્યાપાર કરે છે મહી ગોરસના.
લોભને નથી થોભ ! "
અને મંદ હસ્યો કનૈયો
એ હાસ્યે હતી લક્ષ્યભાવના.
" ઓ ગોકુળ ! ગાજશે તુજ ભાગ્યધારી
ભાવિ પ્રજાના
ભારતે ગરવા સાદ ! "
અને ફરી " માતાજી ! " વદીને
નેણલાં ફેરવ્યાં કનૈયાએ.
એમાં હતા પરોક્ષ સાદ
ગોકુળની બાળસેનાને
કે મહી લૂંટી માખણ ખાય
ને સર્જે હૃષ્ટપુષ્ટ દેહ.
અને એ સેનાની

એ બાળલાલના બોલ
ભયગ્રસ્તતાની દેતા'તાં છાય.
અને એ છાયા રહી...
ને કનૈયાએ દીધી દોટ.

પણ આજ.. ?

કનૈયાના પુનપ્રેમે
હદબેહદની કીધી હતી
માતૃપ્રેમની યે મીઠી મજાક
ને થકવ્યા ન દરાણીને
પ્રસ્વેદે ભીજવી ચીર.
પછી માતૃપ્રેમની મીઠી ઝાળે
ભાન છટકવાના દાખવતો
પુરાયો બાળલાલ મરકતો.
" હા...શ! " માતાજી વદ્યા,
" કનૈયા ! ખેલને ખીલે બાંધીશ.
-આવડા તે કેવા તુફાન ! "
" માતાજી ! તુફાન, તુફાન, તુફાની !
માખણ ખાધા તે કહો છો આપ.
માખણ ન ખાય મથુરાવાસી.
એમ પિતાજી કહેતા'તા
કે શહેરના તકવાદી જીવન છે !
ગોકુળના ગ્રામ્ય બાળ

મહી–માખણ લૂંટણહાર સેનાનો
સ્વગૃહે લૂંટે સંચર્યો,
વદીને બે વાર વેણ,
" માતાજી...માતાજી... ! "
એ વેણે વેણે હતા મર્મ
માખણની બાળતસ્કરતાના.
ને પછી ફોડી વચોવચની ગોળી
તાકીને કંકરનાં નિશાન.
પછી ખાધાં ને રેલાવ્યાં મહી
ને મહી–માખણનાં પાન કીધાં.
પછી મર્કટને કીધી સાન,
ને ખાંડણિયે કનૈયો ઊભો,
શીંકાએથી કરતો લ્હાણ
ગોકુળની વાનરી સેનાને.

એ નિહાળ્યું...
ને મરકયાં માતાજી.
પછી સ્વાર્થ સ્મર્યો લક્ષ્મીનો
ને મથુરાની મહીબજાર સ્મરી.
" કનૈયા...કનૈયા... ! "
માતા જસોદાનાં વેણ
હતાં રોષધ્વનિમિશ્રિત.
" માતાજી...માતાજી...! "

એ બાળલાલના બોલ
લયપ્રસ્તતાની દેતાં'તાં છાપ.
અને એ છાયા રહી...
ને કનૈયાએ દીધી દોટ.

પણ આજ...?

કનૈયાના પુત્રપ્રેમે
હદબેહદની કીધી હતી
માતૃપ્રેમની યે મીઠી મજાક
ને થકવ્યા નંદરાણીને
પ્રસ્વેદે ભીજવી ચીર.
પછી માતૃપ્રેમની મીઠી ઝાલે
ભાવ છટકવાના દાખવતો
પુરાયો બાળલાલ સરકતો.
" હા...શ! " માતાજી વદ્યાં,
" કનૈયા ! ખેલને ખીલે બાંધીશ.
આવડાં તે કેવાં તુફાન ! "
" માતાજી ! તુફાન, તુફાન, તુફાની !
માખણ ખાધાં તે કહો છો આપ.
માખણ ન ખાય મથુરાવાસી.
એમ પિતાજી કહેતા'તા
કે શહેરનાં તકલાદી જીવન છે !
ગોકુળનાં આમ્ય બાળ

માખણ ખાઇ મહીડાં પીને
ગાયું ચરાવી વનવન ફરે ! ”
“ કનૈયા ! નાને મોઢે છે તારે
મોટી મોટી મથુરાની વાત.
સર્વ ગોપાંગના ગોકુળ ગામની
કે’ છે કે એક કનૈયાએ
ઘરે ઘરે બાળ બગાડયાં છે ! ”

અને માતાજીએ લીધાં
દામણાં કનૈયો બાંધવા.
બાંધે બાંધે ને બે તસુ ઘટે !
ને ફરી ફરી માતાજી રોષે
બીજું લઈ ભેવડ કરી બાંધે,
પણ ન બંધાય કનૈયો એથી.
ને એમ એમ રોષભરી માવડીએ
ગૃહે ખુટાડયાં દામણાં,
પણ ન વાળી સીધી ગાંઠ !
એવે હરયો કનૈયો,
હારયે સમજાવી ભેવડતી ભૂલ.
“ લુચ્ચા ! બંધાણો ને ? ”
“ માતાજી ! પુત્ર જીત્યો.
આપે પારખ્યાં મુજ હારય ! ”
અને દામણાં બાંધ્યા

" ભૂલભૂલૈયાં કેવી ! માતાજી !"
" કનૈયા ! હું ભૂલી ઘડીક,
પણ તુજને બાંધી ખાંડણિયે
ખો રોજની ભુલાવીશ ! "
" માતાજી ! શો કરો છો રોષ !
આજ લગી ઉથાપ્યું નથી
તે ઉથાપે કનૈયો વેણ ?
પણ કીધી મેં સત્ય વાત.
આટઆટલી ગૌવાં દૂઝે
ને ભરાય માખણમટકી,
તો ય વેચાય મથુરાનગરીએ !
માતાજી ! અવશ્ય ભાસે છે
કે દહીંમંથન ને મહિડાંના દામ
બાળલાલનપાલને કરતા હશે વિચ્છેદ ! "
એવે નંદજી આવ્યા...
" યશોરાણી ! શા માંડ્યા છે ખેલ ?
કનૈયાએ માત–પિતા બાંધ્યાં
બાળપ્રીતની રસગ્રંથિની બંધણીએ,
પણ આજ બાંધો છો કનૈયો ! "
અને હસ્યા નંદરાય,
" યશોરાણી ! આજ પેખું છું
વહેવાર સંસાર–સાગરે
છે માનવજીવન ક્રમ,

પણ લોભના ડાઘ
ડુબાડે છે મનોભાવનૈયા,
સ્થૂળ વ્યવહારખડકે અથડાવીને
સફર અટકાવે છે આધ્યાત્મિકતાના હોડલાની !"

એ નંદવેણુલે
હરખતાં હરખાં નંદરાણી
દામણે બાંધતાં કનૈયો.
" ગોકુળના ગરવા રાજન !
રાવ કરે છે વ્રજાંગના
કે નેસડે નેસડે કનાઇસેના
ને કનૈયો નટખટ સેનાની
મહી–માખણની કરે છે લૂંટ ! "

અને......?
અટ્ટ અટ્ટહાસ્ય હસ્યા
કનૈયાને પંપાળતા નંદરાય,
" પૃથક્કરણમાં નથી સિદ્ધિ,
છે એકીકરણમાં.
કનૈયાના બાળભાવ
સુખદ ભાસે છે વ્રજગોપાંગનાને,
ને એ ભાવ છે કનૈયાની સૌન્દર્યભક્તિના.
રાવ છે બાહ્ય દૃષ્ટિની.

ગોપી આમંત્રી બોલાવે છે
ને પકડે છે કનૈયો;
પછી માંડે છે રાવ,
ને આનંદે છે અવલોકીને કે
'જેવાં વઢ્યાં યશોરાણી
ગોકુળના ગોપાળ કુંવરને !' "
એ નિહાળીને મલક્યો
આછું આછું એ નંદકુંવર
ખાંડણિયે બંધાતો બંધાતો,
        ઓ જગત... !
બ્રહ્મના બ્રહ્માંડે છે
બંધન મોહમાયાનાં.
બંધન સત્ય કે અબંધન ?

## (૮)

## યમલાર્જુનમોક્ષ

અને.......?
નંદકુંવર બાંધ્યો બાંધ્યો
અબંધનની કરતો પ્રતીક્ષા
બાળદેહના શ્રેષ્ઠ પ્રાબલ્યે
ખાંડણિયાને ખેસવતો હતો.
ઓછે ઓછે અંતરે
પછી ઓળંગી ગૃહદ્વાર
કનૈયાએ ડગ ભર્યાં બે.
એવે બે અર્જુનવૃક્ષ,
લોકો કહેતાં જેને યમલાર્જુન,
નાના નાનાં જાતે નાનાં
તો ય ગણાતાં વૃક્ષ.
વિશ્વનું વનસ્પતિશાસ્ત્ર કહેતું
કે છે એમને નિત્ય બાળતત્ત્વ

અનિત્ય સંસાર-વૃક્ષજીવને.
અને એ વનસ્પતિસૃષ્ટિએ રહેતા
કાળપર્યંત બાળ નાના,
યોગજગતે જેમ
બાળયોગી સનક સનકાદિ
છે ને બાળદેહે
આયુષ્યની અવધ લગી ?

એ અવધ હતી
અર્જુનવૃક્ષના યે આયુષ્યની.
કનૈયાબળે ખેંચાતું ખાંડણિયું થંભ્યું
એ યમલ-વૃક્ષ આડે,
ને બળે બાળકનૈયાએ
ભરાયેલું ખેંચ્યું, ને
ખેંચાણાં નાના મૂળ;
ધરતીના ઉપલા પડેથી
વૃક્ષ ઊખડ્યાં, ને પછી
માનવ બે પ્રગટ્યા મહીંથી
કર જોડી પ્રાર્થતા પ્રાર્થતા,
ગાતા કનૈયાનાં સ્તવન.
" પ્રભો ! હિમાદ્રિએ હતા અનુચર
મણિગ્રીવ ને નલકુબેર,
અમે પુત્ર કુબેર ભંડારીજીના

સેના કરતા'તા રુદ્રભગવાનની !"
મહિષીનના વેણુ અવરોધી
વચન વદ્યો નનકુબેર
સુણાવતો બાળકનૈયાને
એ નિહાળતો હતો કનૈયો,
ને મુખડે હતું મલકામણુ
"પ્રભો ! મદનના મદની છે વાત
સક્ષેપે સુણજો આપ
ગિરિકૈલાસના રમણીય ઉપવને
વહતી ગગાને તીર
વારુણીના પૂર્ણ પાને ડોલતા
વિહાર કરતા'તા એ નિરંકુશ
યૌવનમદ ભરીભરીને
નિર્લજ્જ લલના સગાથે !"

અને કનૈયો મનકયો,
"શ્રુક્ષપરિણુત માનવ !
સુણાવો કથની પ્રીતે
સક્ષેપમા પણ સર્વ પૂર્ણ !"
"પ્રભો ! એવે વીણા વાજી,
ને અલૌકિક નાદબ્રહ્મ નાદે
સૂર રેલ્યા બ્રહ્મભક્તિના
પણ અમ કામમદોન્મત્તો

કામોત્તેજક સૂરાવલિ ભાસી,
ને જળમાં નગ્નનારીનેહે
છકી માણી રહ્યા મદઘેલા ! "
" પછી......? "
" પ્રભો ! નગ્ન નાર નમણીએ તો
મુનિ નારદ આગમન પારખી
સાળુએથી ઢાંકર્યા અંગ;
પણ અમ બે ગર્વીલા
નગ્ન દેહે નાચંતા રહ્યાં,
સાન-ભાન ને લજ્જા વિસારીને.
એ નિહાળી......
મુનીશ્વર કોપ્યા......
ને શાપ્યા અમને......
અગમ્ય યોગપ્રભા હતી
નારદજીના તત્ત્વસંકર્ષણની.
પંચમહાભૂત અમ દેહાવલિને
આકાશના ગોરંભે ઉડાડી !
પછી વ્રજમાં ઉતારીને મુનીશ્વર
વીણા બજાવતા વદ્યા કે
' અવધ દઉં છું મુજ યોગબળે
કે યુગદ્વાપર ને કળિસંધિએ
થશે કૃષ્ણાવતાર...... ! ' "
એ બોલે હતી મલકતી સમસ્યા.

" પ્રભો ! આપ મહાનુભાવ
અવશ્ય કહ્યા'તા નારદજીએ
ગણી ગણી નક્ષત્રતારા,
નભગ્રહ, જ્યોતિર્વિદ્યાપ્રભાવે
પણ પછી, સુણો બાળમહાત્મન્ !
અવધ દઈ અમ મુક્તિની
નારદજીએ સાધ્યા નાદબ્રહ્મ
બજતી વીણાના સૂરે સૂરે,
ને ડોલાવ્યા અમ આત્મા,"
પછી યોગપ્રભાએ સૂક્ષ્મ શરીરને
પંચતત્ત્વના અદૃશ્ય બંધન દઈ
ને પછી બાંધી યોગઘટિકા
સંસાર-સમયના ચકરાવાયંત્રની,
કે યુગદ્વાપરે કૃષ્ણાવતારે
ઉખડે યમલવૃક્ષ
ને પુનઃ પ્રાપ્તે
સ્થૂલ દેહ પંચતત્ત્વેથી.
દેવ ! યોગપ્રાબલ્યે વીણાધારીએ મૂક્યા'તા
અમ કાળજૂના સ્થૂલ દેહઆકાર
યમલવૃક્ષનાં મૂળાંતરે,
કે કાળઅવધે ઊખડે વૃક્ષ
અમ પ્રારબ્ધપ્રમાણે,
ને આપ્યાં પંચતત્ત્વ

પુનઃ માનવદેહઆકારે બંધાઇ !"
એ સુણીને........
બાળ કનૈયા નેણલે
વ્યોમમંડળે સાધ્યા એકતાર.
પછી પ્રશ્ન્યું બ્રહ્મના બ્રહ્માંડને
કે 'શાં છે અવનીએ
યોગનાં સિદ્ધ પ્રાબલ્ય ?'
યોગસૃષ્ટિ ઊડતી ભાસી.
મહીંથી ગુંજતા હતા નારદવીણાના નાદ.
એ સુણી બીન બજ્યું
કનૈયાના આનંદઅંતરનું
કહેતું કે 'તું છે......
યોગજગતનો યે મહાયોગી,
યોગેશ્વર કૃષ્ણ !'

## ( ૯ )

## રાધિકા–મિલન

એ હતું વૃંદાવનગમન
ગોકુળનાં નર–નારનું.
ગોધન ડમરી ઉડાડતુ હતું,
ને ગોવાળિયાના ગીત–લલકાર
ગજાવતા'તા વૃંદાવનવાટ.
બિરાજી હતી ગાડે વ્રજાંગના;
ને ધમ...ધમ...ગાડાની હાર.
શું વૃંદાવન જીતવા ગોકુળ
પધારતું હતું ?
ગિરિ ગોવર્ધન ને યમુનાજળ,
વૃંદાવનની વન–વન–વનરાઈ
ઉલ્લાસતી કહેતી ભાસી કે
' ગોકુળનાં ગરવાં જન !
સોહામણાં વ્રજનાં વાસી !

વૃંદાવન સોહાવો છો આજ,
તો સુણજે સંદેશ—
વ્રજભૂમિની ફળદ્રુપતાએ ને રસપાને
ફાલશે-ફૂલશે ફૂલ
ગૃહગૃહના બાળબાગના,
ને ધેનુ ચરશે સુધીર,
વાસળી વાજશે વૃંદાવનવનરાઇએ
આનંદસ્વરૂપ કનૈયાયોગે,
ને આનંદસમીરે વિસ્મૃતિ થશે
સંસારે પ્રવર્તતા પ્રપંચની.'

અને ........ ?
એ વૃંદાવન પાસે
કાળી કામળી કનૈયાએ ઓઢી,
ને લીધી લાકડી
માથે મોરમુકુટ મૂકી
ગોપાળ બન્યો ગરવો,
ધેનુ ચરાવતો યમુનાતીરે,
વનવનની વનરાઇએ મહાલતો,
મયૂર દેખી મયૂરપગલીએ,
નાચતો ને કરતો કેકારવ.
એવે કોયલ બોલતી ' કુ ..ઉ . ક '
અને એ વખતે પણ ફરી બોલી 'ક ઉ...ક'.

આ તે કોકિલાટહુકાર
કે અનુકરણ કો'કનાં ?
અવલ એ છે અનુકરણ
કળાચાતુર્યની શ્રેષ્ઠતાએ,
એ આનંદસ્વરૂપ હતો
નંદગાંવનો નંદદુલારો.
એ આનંદપ્રતિભા હતી
વૃષભાનનગરની રાધાદુલારી.
કુમાર સંગે હતો નંદકુંવર,
ને કુમારીઓ સંગે હતી વૃષભાનતનયા,
કાલિન્દીના કોડામણા કાંઠે.
એ સોહામણું દૃશ્ય નિહાળ્યું અણમૂલું
ગૃહે ઊભી એક સુંદરીએ,
ને શિરે બેડલું ધરી
એ બીજી કને ગઈ ઉલ્લાસભરી
ગીતમાં કહેતી કે " ચાલ, સખી !
રાધિકા પાણીડાં પધારે છે ! "

o o o o o

વેરો વેરો ને પન્થે ગુલાલ,
    રાધિકા પાણીડાં પધારે !
કુમકુમ ચાંદલો દોરી લલાટમાં,
સેંથીએ કેસરની આડ;
    રાધિકા પાણીડાં પધારે !

ઉષાના રંગની બાંધીને મેખલા,
કીધા તિમિરના ઉઘાડ;
રાધિકા પાણીડાં પધારે !

( સાખી )

યમુનાકેરા ઘાટમાં હેલે ચડયું પ્રભાત,
રાધિકા શિર બેડલું ઝીલે અરુણપ્રકાશ.
રાધિકા પાણીડાં પધારે !
સખી ! પે'રી લે નૂતન શણગાર,
રાધિકા પાણીડાં પધારે !
સખી ! પે'રી લે કંકણ ફૂલહાર,
રાધિકા પાણીડાં પધારે !

° ° ° ° °

પછી એ હતું પનઘટ...!
ને ભીડ હતી પનિહારિણીની,
લટકચટક ડગલાં ભરતી;
લચકતી કટિએ મદભરી
ઝૂલતી'તી શિરે બેડું ધરી
યમુનાના પનઘટે પનિહારણ.
એને પ્રીતે નિહાળતો હતો...
ગોકુળનો ગરવો ગોપાળ.
શું સૌન્દર્ય રમણીએ ચડયું
હતું યમુનાકાંઠે ?
કનૈયો હતો ગોવાળવૃન્દે

અષાઢના મદભર મેઘ શો,
યૌવને હતા એના પ્રવેશ.
મેઘકાળે ઇન્દ્રધનુષ્ય શાં
ગગનનાં શોભન રૂપસૌન્દર્ય
રમણીયતામાં કરતાં હતાં રમણ.
એનાં નયણાંએ હતા
નાચંતા મોર–ચકોર.
પછી દૃગબાણ લાગ્યાં
પનઘટે એક પધારતીને.
એ હતી વૃષભાનકુમારી.
યમુનાએ પાણીડાં પધારતી હતી
સોહામણી સહિયર સંગે,
શિરે સોનલાનું બેડલું,
ને મોતિયન ભાતીગળ ઈંઢોણી.
સાધતી હતી રંગઓઢણીના સાથ,
ને રાધાકેશાવલિએ ઝૂલતાં હતાં
કેવડા ને માલતીનાં પરાગ દેતાં ફૂલ;
ને ઝબક...કર્ણકુંડળની
છાંય પડતી'તી ગોરા મુખડે;
કજરાળાં નેણલાં હતાં,
ને ધનુષ ભમ્મરકમાન,
મહીં હતાં કીકીનાં બાણ
કામણગારાં યૌવન હેલતાં;

શ્રીના હતી કલહ સિણી શી,
મહી શોભતો એકાવન હાર;
હાર સતત ઝોલા ખાતો હતો
યૌવનના ઉરહેલાએ,
ઠમક પગલીએ ઝાંઝર-ઝમકાર,
ને નૂપુરઘુઘરી રણકાર
યોગીન ય ઘડીક ઝુન્નાની
રાગ ને ત્યાગની સધિએ મૂકે.

અને બેડા શિર પર ધરી
યૌવનમદ ઝૂલતી એ રમણીએ
ડગ ભર્યાં સાહેલી સગાથે
આજ ઉછરગે ઊછળતા'તા
કાળા નીર કાનિન્દીના
બેડલેથી છલકાઈને ભીજવતા
રાધાદુનારીના નવરગ ચીર,
કે પછી નીલરી નીતરીને
અગે સ્પર્શે ઓઢણીએથી,
શુ ગોરીના યે શ્યામ કરવા રગ ?
અને કાનિન્દીના વહેતા જળના આરે
કિશોર કનૈયો ગોવાળ
વૃન્દાવનની વનવનરાઈને
અનિમેષ નિહાળી રહ્યો

સુણતો મધુરા ઝમકાર
રાધિકાની ઝાંઝરીના ને
મંજુલ લાવણ્યવતા બોલ,
' સખી ! ભર્યાં ભર્યાં બેડાનાં પાણી
ઉમંગીનાં ઊછળે છે આજ ! "
" વૃષભાનદુલારી ! કો'ક સમરયા હશે
સંકેતની ભરી છનકી ! '

અને મનકી સહિયર
આંખમિચૌલીએ ચીંધામણી ચીધતી
" વૃષભાનદુલારી ! પણે પેખો
કુંજની કુસુમન છાયે ! "

અને નિહાળીને વદી
પ્રેમની છાબડીએ પ્રેમધારિણી,
" સખી ! ભ્રમર ગુંજે છે એક
વનરાઇની રસઘટાએ
કે'કેટલા કુસુમાકર ભૃંગ
પીતા હશે પ્રીતે કુસુમરસ ? "
' કુમારી ! અમીરસ નવયૌવનાના
વૃંદાવને ઉડાડે છે રસછોળ
એનાં કરે અમબેલા પાન,
ને પીવડાવે અમબેલી બાર

શું નથી સંસારનો આ શાશ્વત ક્રમ ? "

અને ડગ ભરતી સહિયરે
કાલિન્દી કાંઠે નિહાળ્યાં
લુમ્યાંઝુમ્યાં કમળપુષ્પો.
" સખી ! શાં ભાસે છે કમળ સોહંતાં ! "
" વૃષભાનદુલારી ! સૌન્દર્યવંતાં ખીલંતાં
સરોવરિયાંનાં રસવંતાં ફૂલ ! "
" સખી ! જળકમળવત્ ન્યાય તો પ્રવર્તે છે
આ સંસારસરોવરોએ ને ?
આ સંસારસરોવરિયામાં પે
ક્યાં નથી પ્રવર્તતા જળકમળવત્ ન્યાય ? "

અને મલકી સહિયર
નયણાં નિરખી વૃષભાનતનયાનાં.
સહીં હતા મીઠા કે'
શું છાના નિહાળતાને સંદેશ ?
અને મણિમય મુગટે ઝમકતું
મોરપિચ્છ ચંદ્રકવંતું,
શોભંતું ઘનશ્યામના શિરે;
ને મૃદુભાવ ભરી મુખડે મલકી
નિહાળી કુંજવિહારીને,
ને કનૈયાના તારામૈત્રકે...

પુષ્પધન્વાના હતા બાણુ,
જે રાધિકાને યે વાગ્યા,
ને ચિત્રાવલિએ ચિત્ર શી ભાસી
યમુનાના સૌન્દર્ય સોહંતા તટે.
હૈયે એને ઘાવ હતા
શ્યામરૂપ ઘનશ્યામના,
ને ઉરે આહ્‌લાદી ચાપ્યા કર એણે,
કે નેણબાણુ કનૈયાના
આછીય ઝીણી યે ઓઢણી ઓળગી
ઉરપુષ્પને યે વીંધીને
ભેદશે તો નહીં ને કુમારીહૈયાને ?
" વૃષભાનદુલારી ! સ્વસ્થતા પામો,
સંસારે છે શ્રેષ્ઠ જળકમળવત્ જીવન,
એ આપ વેણુના
ગગનપ્રયાણુ તો નથી
        કરી ગયા ને ? "
" બ્હેની ! ગગને ઊડીને અવનીએ આવે ! "
અને બેડલું પનિહારણુ રાધાદુલારીનું
સરક્યું શિર પરેથી,
ને બીજાની ઉરપાલવડાના ચીર
અવનીએ ઊંધું વળ્યું !
" વોય મા . હું બીજી ! "
એવે કનૈયો આવ્યો,

લજ્જાવના કે ચડાવના
 બેડના ?
અને પ્રસરી અમોલ પળ
કનૈયાના યૌવનઓજસ
સહિયરને યે આજતા હતા
ને માનડા મુકાવતા વૃષભાનકન્યાના
અણુજાણુ પ્રણયની કેડે
ડગમગ ડોલતી હતી
ઉરે હતા લજ્જાના કંપ
સરતા હતા પાનત્રડાચીર
એને માડ થભાવતી ત્યાં
છૂટતી હતી શ્યામ કેશાવલિ
પુષ્પ વેરતી માલતીના ગૂંથ્યા
" પુષ્પ વેરાય છે, કના શૃંગાર-પુષ્પ-ધારિણી !
પ્રસરશે પરિમલ એના
ને ભ્રમર ગુંજશે ગુંજારવે ! "

 એ કનૈયાવેણુને
વદન મલક્યુ વૃષભાનદુલારીનું.
' ભ્રમર ગુંજશે તો દઇશું ગજરા ગૂંથી
અમ ફૂલવાડીના ફૂલના ! "

 અને મલકી સહિયર
પછી મલકી મલક-વેણુએ,

" મોરપિચ્છમુકુટધર !
વૃષભાનતનયા સખી મુજ
રસાળા દેશે ગજરા ગૂંથી.
પણ ગૂંથ્યા ફૂલડાની પાંખડીએ તો
નહિ પૂરાય ને ભ્રમર ?"
" કુમારી ! જળકમળવત્ સમોદ્યા
ભાસે છે તુજ સહિયરની.
કમળને જીવન-આદર્શ પેખ્યો
આ સંસારના સરોવરિયે એણે,
તો રજનીના પગના સામ્રાજ્યે
એ કળીએ કેદ તો રોવે ભૃંગ
रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ॥
પણ પડો પ્રભાતે .....
શું ન ઊડે ઊઘડતા કમળેથી ભ્રમર ?"

અને......!
આનંદના વાયા સમીર,
ને ઊડી ગોપિકાઓ હળી.
પડી સૌન્દર્યની પ્રકટી પ્રભા
એવે વદ્યો એટલું હસીને
કુંવર કનૈયો લાલ,
" વૃષભાનકુમારી ! મહો એક તિરે !"

" વૃંદાવનસૌન્દર્યકુમાર ! અહુ કેમ ?
આપ સ્પર્શે હૈયું ડોલે
ને કૌમાર્યને લાગે ડાઘ;
વળી લાજે લાખેણી લજ્જા
ને લઘુવયમાં લાગે લાંછન.
વણઓળખ્યાં ક્યાંય દીઠાં છે
કિશોર–કિશોરીનાં સ્પર્શન ?"
એવે આવ્યું પનિહારણજૂથ.
હર્ષનાં ચડ્યાં પૂર,
આનંદનો ઊછળ્યો મહેરામણ,
ને વદી એક આવંતી,
" શું બ્રખુભાનદુલારીને
વણઓળખ્યા છે નંદદુલારા ?"

અને એકે ગાયુ
ને અન્યે ઝીલ્યું બેડલાં ઝીલી
રાસગીત એ રસીલી ને રસિયાનું:
" ઝૂલે છે રે ઝૂલે છે, બ્રખુભાનદુલારી ઝૂલે છે.
હાં રે, નંદદુલારાને ઝૂલે છે !
બ્રખુભાનદુલારી ઝૂલે છે !
નંદબાવાનો નટખટ છૈયો,
હાં રે, ગોપીજનહૈયે પ્રફુલ્લે છે,
બ્રખુભાનદુલારી ઝૂલે છે !

યમુનાને ઘાટે ધેનુ લઈ આવ્યો,
હાં રે, કાળી કામળી ને બંસરી સૂરે છે,
વૃષભાનદુલારી ઝૂલે છે!
ભૂલ્યા શું રાધિકા! પરિચય કનૈયો?
હાં રે, એમાં અનંત બ્રહ્માંડ ડૂલે છે,
વૃષભાનદુલારી ઝૂલે છે!"
રાસ થંભ્યો ને વદી રાધિકા,
"કોણ? નંદરાયના કહાનકુંવર?
પીછાણુ આજ પ્રીતે લાધી.
એમ વૃષભાનનગરનાં વદતાં'તાં લોક
ન્યારા ન્યારા નટખટ ખેલ
આપ મહાનુભાવની બાળલીલાના!"
અને......!

એક મદહોશ સમીરની
લહરી આહ્લાદક વહી.
"વૃષભાનદુલારી! મહાભાગ્ય મારાં કે
મંજુસૌન્દર્ય એક કિશોરીનાં
ભાવપૂરતાં વેણ સુણું છું આજ.
મધુર કોમળ જગતનાં રૂપ
રાધિકાએ કેન્દ્રિત બન્યાં છે!
કેદિક સાંખ્યાં સેવું એનાં!"
અને કામણગારા કનૈયાના નેણપાની

નયનકટારી ઉરે વાગી
કાયા કંપાવની રાધિકાની,
બે કાંઠડેભર્યાં ઝૂલનાં'તાં
કાલિન્દીનાં વહંતાં નીર.
કો'ક સંચરતી'તી પાણીડે
ભર્યા ભર્યા જોબનભરી,
કો'ક બેડાં માંજતી,
ને કો'ક પનઘટેથી ગૃહે સંચરતી'તી.

એ હતાં પનઘટદૃશ્ય
કાલિન્દીના ઘાટે.
બે હતાં શાંત અબોલ
વૃષભાનકિશોરી ને નંદકિશોર,
ત્યાં સહિયરે તોડયા લજ્જાબંધનના અબોલડા,
" કૃષ્ણજી ! આ છે યમુનાપનઘટ.
પનઘટે ન હોય પ્રીતનાં ભણતર.
ભણવાં હોય તો પધારજો કાલ
વૃંદાવનની વન-કુંજન-ગલીમાં. "
એને અવરોધી મલકી રાધાદુલારી.
" કનૈયાજી ! રૂડા છે કુસુમપરાગ
વેલીની આહ્‌લાદક છાંયડીએ.
ચૂંટશું સંગાથે રંગરંગ ફૂલડાં
ને ગૂંથીશું ફૂલડાંની માળ

રસવટાની રસછાંયડીએ.
પરિમલ છે મધુરા મધુરા
આવશો ને .. ! '
" રસદેશની રસેશ્વરી !
કેટકેટલાએ રસનિમંત્રણ
અરપી આપ્યાં છે ! "
" રસરમેશ્વર ! પધારજો ગોરજની સમે સંગાથે.
બજાવતા બે શીખવીશ પ્રીતે
માર્તંડરાજ વધાવે જ્યારે
ગગનેથી આહ્‌લાદક કિરણ-રશ્મિ
એવે વાદળથી નિરખીશ
મુજ રાણી સદૈવ સંગાથે ! "

અને મલકતા નયનો રસાળ
ડગ ભરતાં બે છાનાં છાનાં
" સખી ! ચાલ, કામણગારા કહાનજી બે
ક્યાંક અહીં બે કામણ કરી
સાન, ભાન ને મનડાં મેલાવશે ! "

અને અન્ય વેણુ
કનૈયાથી રહ્યું વણસ્પર્શ્યું,
" કેવી હાય પડી મજાનવાળીએ ! "

( ૧૦ )

## વત્સાસુરવધ

અનેરા પ્રભાવ યમુનાના.
આનંદના હેલે ડોલાવે મનસ્તરંગ
એ સૂર્યતનયા......
ભગિની યમરાજની એ
કલેશ નિહાળ્યા યમદેશે.
ભ્રાત તોળતો હતો એકનિષ્ઠ ન્યાય
પુણ્ય પાપનાં ત્રાજવે તોળી.
પાપીની બેસતી છાબ,
ને પાંગરતા પુણ્યવાન્.
પછી સ્વર્ગે પધારી યમુના,
ને દીઠાં ત્યાં નિત્યયૌવન
પણ ન હતી પ્રપંચવિસ્મૃતિ.
એવે નારદ વીણાધારીએ
માર્ગસૂચન દીધાં માનવસંસારનાં

કે પધારે સૂર્યતનયા ભાગ્યધરાએ
સ્વર્ગેથી ઊતરીને......
આત્માને સૂર્યગૃહે મૂકી,
પંચમહાભૂતના પંચતત્ત્વે;
પણ રાખી એક જલતત્ત્વ
મેઘવાદળ સંગે ઊતરે
હિમાદ્રિના કાલિન્દીશિખરે,
ને વહે વૃંદાવનમાં સદને
યુગદ્વાપરની પ્રતીક્ષા કરતી,
ને પછી રમતી રહે યુગચક્રે
કૃષ્ણાવતારે બાળલીલા
ને ગોપીઓના પ્રપંચ-વિસ્મૃતભાવને

અને પછી ...!
યમુના સંચરી ભારતભૂમિએ,
આદિત્ય લેતી સૂર્યકિરણના,
સ્પર્શ કાપતી કાલિન્દી રૂપે
માનવજીવનના માનવસંસારે,
ને યજ્ઞભૂમિએ રેલવતા પ્રેમ

× × ×

એ કાલિન્દીનો કાન્હો
ઓતપ્રોત હતો પ્રકૃતિ-લીલા મહીં
વિસ્મૃત અમારા પ્રપંચ ગજાવે

ધેનુ ચરાવતા હતા ગોપ
આનંદ, શાંતિ ને સૌમ્યતાએ.
એવે અપાર આનંદ ચરતી ધેનુનો
ને ગરવા ગોકુળગોવાળિયાનો
ધણે પ્રવેશીને ભેદ્યો
કંસરાજ્યદરબારના એક
માયાવી માતેલા બલિવર્દે;
મચાવી ધૂમ ધમાધમ,
ને રંજાડી ચરંતી ધેનુ;
ઉદ્વેગ મચાવ્યો ગોવાળવૃન્દે.
" કનૈયા...કનૈયા...કનૈયા...!
પછી પડયા પુકાર.
અને કનૈયો......?
રાચંતો રાધિકાજીના સ્વપ્ને
સ્વહૃદયે કરતો હતો રમણ
અનંત સૌન્દર્યના અંતરસ્ત્રોતને
પછી સુણી સાદ બહિ:સંસારેથી
નિર્લેપી જોગન કનૈયો
કર્મસંસારે કર્મ કરવા
ઝપટે ઊઠી ધાયો,
ને માતેલા મથુરાધણીના વૃષભ વત્સાસુરને
દૈવી દેહબળને અનુપમ જોમે
આભે ઉછાળી ઘુમરિયા દઇ

ધરતીએ ઢાળ્યો નિર્જીવ !

અને... ?
પ્રસર્યો અત્યાનંદ...
આનંદે નાચ્યા ગોવાળિયા
ને પ્રસરી આનંદપ્રભા.
ઓ સંસાર.........!
સત્યાનંદ તુજ વસવાટે છે
મન-નિરોધની મહાદશાએ;
પણ અનિષ્ટ આસુરી-તત્ત્વ
શું અવરોધરૂપ હશે
નિરોધ-યોગસિદ્ધિપથે ?

## ( ૧૧ )

## રાધિકા–માલા–ગ્રંથન

“ સખી ! મધ્યાહ્નના ભાસ્કરતેજ
આજ વસમાં ભાસે છે.
વાટ જોઇ જોઇ થાકી
તો ય આવ્યા નહિ વનમાળી !”
“ વૃષભાનદુલારી ! પ્રીતિના પંથે
લાગે છે નયનાંના દોર,
જેમ ચાતકને લાગે ચેટક
વર્ષાના મદભર મેઘનાં
કે વર્ષીને ક્યારે શમાવે તૃષા !”

એ સુણી વિચારઆંજે ડૂબી
લમણે ટેકવી કર
વિરહિણી વૃષભાનતનયા કે
શું પ્રથમ મિલને લાગતી હશે આવી

પ્રીતની પૂર્ણ લગન ?
સમીર વાતા હતા સુધીર
સ્પર્શતા વિરહિણી-દેહે.
" બ્હેની ! કનૈયો છે કામણગારો,
વૃષભાન-નગરનાં મેં કહે છે લોક.
શું સાંધશે એ મુજ પ્રીતિના દોર ?"
" વૃષભાનદુલારી ! ચકોરને મેં છે સદા ય
ચન્દ્રિકાની ચાંદનીના દોર ! "

એ સદ્વિચરવેણુએ
રસડોલને ડોલી રાધિકા.
ગૂંથવા ફોરમભરી ફૂલમાળ
મલક મલકી ઊઠી પછી.
વૃક્ષલપટી વેલછાંયેથી
" સખી ! સાથ દે ફૂલવીણવે ! "
કહી એક ચૂંટયું કુસુમ
પરાગતું પાંખડીએપાંખડીએ.

એના મકરંદહેલાએ
ડોલતી વદી સહિયર,
" લાડીલી ! વીણો એકલાં પુષ્પ,
ને ગૂંથો મનમોહન માળ,
લૂમીઝૂમી ફૂલવેલીએથી.

શા છે દુરાગ્રહ વળી મુજ સાથના !
દુલારીજી ! સલુણાના સંગાથે
પછી સાન કરી સહિયરવૃંદને સંચરાવશો
કે એના ઐકયની લાધે
અણમૂલી એકાન્ત પળ !"
એ રસિયા સંગાથ મિલનનાં
સહિયરવેણુલે લાધ્યાં સ્વપ્નાં,
ને ઝોલે ચડયું રાધિકાહૈડું.
ઊર્મિ ઊઠી ઊંચે ઊંચે,
ને માંડી વાટડલીએ મીટ;
પણ પાંપણ પટપટી પડી
એકાગ્ર દૃષ્ટિશ્રમે,
ને અંજાયાં લોચન ઘેરાં.
મદઘેન નયણે ભાળ્યું.
પછી આછીઆછી યે નિહાળી વેલી
લળી ઢળી ડાળીએથી.
મહીં કો'ક કો'ક ફૂલડાં
ઋતુપ્રફુલ્લતાની અવધે
ફૂજતાં હતાં આછાંઆછાં.
એવી ફૂજારીએ વદી
વેણ વૃષભાનકિશોરી,
" સજની ! છબીલો છે નંદનંદન,
અલબેલો કામણગારો.

વારી જાઉં છું ઓળઘોળ હું
મોહનની મધુરી મૂરતે ! "
" દુલારીજી ! માર્મિક ને અનિર્વચનીય,
દિલને ડોલાવતાં, હૃદયસ્પર્શી
આજે આપ વદો છો વેણ.
નેણલાં નાચે છે પ્રણયબાગમાં.
જાણે ચકોરી કનૈયાસુખચંદની
વાટ જોતી વિરહવ્યથાએ ! "
અને આંખ મીંચી રાધિકાએ,
ને સલુણી સખિયરે કીધી સાન .
છાના આવતાને અધીરા આવવાની,
અને એણે નેણલાં દાબ્યાં !
ને વદી રાધાકિશોરી,
" સખી ! પીછયો છે નેણ ઢાંકંતાને ! "

∘ • ∘ ∘ ∘

" સખી ! કહાને આવીને નેણું ઢાંક્યાં,
          કે રમતી'તી ફૂલડાંના બાગમાં.
નેણુંની કોરમાં નેહ કંઇક આંજ્યા,
          કે રમતી'તી......
મારી આંખડીની કીકીમાં કાજળ કાનજી,
નયનેથી હૈયે સરી આવ્યા,
          કે રમતી'તી......

અંગઅંગ-સ્પર્શને કીધાં કર-દર્શન,
નેણલાંને નેહે ઝુલાવ્યાં,
        કે રમતી'તી……
હૈયે મારે હેલતો ને કંચુકીએ લે'રતો,
હાર-શૃંગારનો ગૂંથી લાવ્યા,
        કે રમતી'તી……
પ્રણયના બાગમાં પ્રેમ-ફૂલ-ફોરમે
મારાં સાન-ભાન-મનપ્રં મેલાવ્યાં,
        કે રમતી'તી……"

o o o o

પ્રકૃતિમોહિનીની જાણે સર્વ શોભા
સૌન્દર્યે રમણાએ ચડી.

        અને એ ઊર્ધ્વ-રમણ કરંતી રમણીએ
લજ્જાના ભર્યા ભર્યા ભારે
પહેરાવી ફૂલડાંની માળ.
એના મકરંદ લેઇ
દ્વિગણા પરાગ બહેલાવવા
કનૈયાએ ગૂંથી હાર-શૃંગારનાં ફૂલડાંની માળ.
પછી માનિનીએ માન માગ્યાં
પ્રણયે ઓઢી લજ્જાના ચીર.
એનાં આવરણ ઠેલી
અર્પી કનૈયાએ માળ

હાર-શૃંગારની હેતે-પ્રીતે.

અને એને સન્માન્યા
સ્નેહસોહંતા સ્વરે વદીને
સ્નેહ-વારિધિ સ્નેહ-કિશોરીએ,
" પધારો નંદદુલારા......!
અમારાં સન્માન છે સ્નેહે.
પણ સ્નેહની શી આવી
છે આતુરતા આપની
કે સમયના ચડાવ્યા ડગ ? "
" રાધેદુલારી ! વિલંબનાં છે મહત્ત્વ
પ્રતીક્ષા કરનાર ને આગંતુકના
મિલનના મૂલ્યાંકનમાં
ઉદ્વિગ્ન બનેલાં અનાવૃષ્ટિથી
હૈયાં સંતૃપ્તિ માણે છે
અચાનક મેઘના આગમને ! "
" કૈલાસનાથ ! 'હું' નથી મેઘ.
મૃદુ આર્દ્રતા દેવાની
મેઘનીરથી યે છે સ્વભાવ ને પાગલપણું.
પણ હશે આપમાં અવગુણ કોઈ
કે મોડા પધાર્યા મુરારિ ! "
રસગુંજને ગુંજી રહ્યાં વેણુ.
એને પીધી પીધી

વેણુ વદ્યા ઘનશ્યામલાલ,
" રાધિકા ! અવગુણ તુજમાં છે.
તુજ ચંદ્ર શા મુખડે
નથી સૂર્ય સરીખડી ઉષ્ણતા.
તુજ સૌન્દર્યોજ્જ્વલ સૌન્દર્ય દેહે
નથી કામશીતલતા મુજ પ્રત્યેના પ્રેમની.
તુજ પ્રકાશિત હૈયે
નથી રજનીના અંધકાર.
તુજ સમુદ્ર શા પ્રેમ–મનડે
નથી પ્રણયના શોષ પડતા ! "
અને એ વેણુ કનૈયાનાં સુણી
મરક મલકી રાધિકાની સહિયર.
" કૃષ્ણજી ! દોષ નથી; એ છે એક
મહાદોષ મુજ સહિયરમાં ! "

અને......?
લૂમતીઝૂમતી હતી
વનકુસુમે ખેલંતી વેલ.
એની આડ લીધી
શરમાઇ શાણી સહિયરે
કે કૌમાર્યવંતીના કોડને
કુમાર આજ પાંગરાવશે
લોંવાય ને લૂંછાય નહિ એવા

શ્યામ, સુંદર રંગ છાંટી,
ગોરીના એ ગોરા રંગે
શું રહેશે ઘનશ્યામની રંગ-છાંય ?

અને દૂરદૂર યમુનાકાંઠે
રાણી સહિયર ઊભી અકેલી,
મિલાવની કાલિન્દીનાં વહેતાં નીરે
મનડાના મધુર તરંગ.

અને કનૈયો-રાધા
બેઉ ભીની વનરાઇછાંયે
" રસેશ્વરી ! રસ રેલાવ્યા રસોદ્યાનમાં
પ્રથમ ભણાવીને પ્રેમનો પાઠ ! "
" રસેશ્વર કનૈયા ! હું છું નિમિત્ત
પ્રેમ-પાઠ-ભણતરે.
અભિનવ પ્રીત વધે વધે છે,
પ્રકૃતિ પુકારે છે એનો ક્રમ.
છે નર નારના નિત્ય આકર્ષણ
હું યે વારી ગઇ છું તુજ સ્વરૂપે ! "
" રસિકી ! હું યે મુગ્ધ બની વેચાયો
તુજ હૃદય-કમળની કોં' અનેરી મધુરતાએ ! "
" કનૈયા ! હું વેચાણી વણમૂલે,
પણ આજ હવે મુજ મંપ ! "

" રસિવી ! મૂલ્યાંકન પ્રેમના નથી
જ્યાં મળ્યાં મનોમન.
તુજ અંગે છે ભર્યાભર્યાં માધુર્ય,
ને કામણુ છે પ્રણયકજરાળાં ભ્રૂકુટીએ.
કેટકેટલા ગોવાળિયા ઘેલા કીધા છે ? "
" નટકનૈયા ! ઘેલો કીધો છે મેં અણુનમ ગોવાળ
ગરવો ગોકુળ ગામનો.
શા પછી અન્યને ઘેલા કરવા ? "

અને દૃગ મચ્યો કોનાહન
ઘેનુ ચારતા ગોવાળિયાવૃંદે,
ને ચમક્યા રાધિકાકર્ણ,
પણ શાંત ગોકુલેશ્વર
વૃંદાવન-કુંજે વદ્યા,
" રસિવી ! વાંસળી સંગાથે છે
લીધી કાલ કીધા વચન સ્મરીને.
ભણાવીશ ને હવે રસિના સ્વર ? "
" કનૈયા ! સા રે ગ મ પ્રથમ શીખ.
લે વાંસળી તુજ ઓષ્ટે,
ને સામવેદના વગાડ ચાર સ્વર.
' સા ' મા છે સત્ત્વગુણી સંસાર,
' રે ' મા છે રસો વૈ સ. ।
' ગ ' મા છે ગગનઉડ્ડયન પ્રણયના,

'મ' મા છે માયા, મહિમા।
'સા' વગાડ, કનૈયા .....!"

અને વાંસળી બજી,
ને સ્વરેસ્વરે રેલાયા
નાદબ્રહ્મના મહાન સૂર!
શ્રુતિઓના ગુંજી રહ્યા ગુંજન,
ને સુણી રાધિકા ડોલી
મનડાના મેલીને માન
કે સ્વરજ્ઞાનનો
છે એ મહાનેશ્વર.
શું એને ભણાવે
રાધિકા સંગીત?
એવે વખે ઘોંઘાટ
ચરતી ધેનુ ને ગોવાળિયાને શું દે.
કો'કના સંભળાયા પગરવ.
"મુરલીધર! કો'ક આવે છે સમીપ!"
"રાધે! સમીપે સંચરતા સ્નેહે અજારી
આપણુ બે પ્રીતે બેસશું.
હું વગાડું મુરલી,
ને તું કરજે ઝાંઝરઝમકાર.
પછી રમઝુમે ગાશે
વજની એ કુંજનગલી!"

" કનૈયા ! લોકલજ્જામરજાદ પરહરીને
શું રાધાનાં કરાવવાં છે વગોવણાં ? "
અને ઊઠી વૃષભાનતનયા,
પણ પાલવડાની કોર ઝાલી
નંદકુંવરે તાણ્યાં ચીર.
ને ઊડતીને અંગેથી સરકી
રંગલીલુડી ઓઢણી !
" કૃષ્ણકુંવર ! શાં માંડ્યાં છે આ તુફાન ?
જાણશે આવતો ગોવાળ,
ને મોંએમોંએ પ્રસરશે વાત ! "
" રાધા ! શ્રવણે સુખ પામશે
ને આપણુ લીલાનાં ગાશે ગીત ! "
" લાલા ! નફ્ફટ-નિર્લજ્જ વાતલડીએ
શીદ મૂંઝવે છે મુને ?
જગતે ભવાડા થશે,
ને પિતા-માતા મુજ
અવરોધશે ભાવિ મિલન આપણાં ! "

અને કનૈયાએ મેલ્યાં
લજ્જાકુમારીનાં લાખેણાં ચીર,
કામણગારાં નચાવતાં નયણાં
વૃષભાનદુલારીનાં અંગેઅંગે,
સૌન્દર્યનાં કરતાં રસપાન.

અને એ ઓઢતી હતી ઓઢણી
એવે પગરવ વધ્યો,
ને રાધા લપાણી
લૂમની વેલડીની ઓથે,
ને પ્રકટ્યો એક ગોવાળબાળ.
" કનૈયા ! ધૂમ મચી છે ધમાધમ.
પર્વત શું એક પ્રાણી,
ક્રૂર, ભક્ષણ–અપેક્ષાએ
ફાડે છે મોટું મોં !
તુજ વિના કોણ ઉગારશે ! "
" બાળગોપાળ ! ધીરજ દે સર્વ ગોવાળિયાને,
ને સંહર પ્રથમ તું.
પગથીપગથીએ દોરાઉં છું હું.
પણ છુપાયો છે અહીં એક ચોર
મદામૃત મુજ ચિત્તકર્ષ હરીને:
પાછું લઈ હું આવ્યો અવસર ! "
અને ત્વરાએ દોડ્યો બાળગોવાળ,
ને છાની સંતાયેલી શોધી,
" ચોર......ચોર......! "

અને અવરોધીને વદી
વૃષભાનકુમારી ત્વરાએ,
" કનૈયા ! કર્મ શીખ कार्यं कर्म समाचर ।

રંજનડ છે ધેનુસમૂહે !"
" રસિલી ! પ્રણય શીખું છું ને
  તુજ પાસ ?"
" કનૈયા.! પ્રણય શીખવાનો નથી અવસર.
કર્મસંસારે તો છે કર્તવ્યભાવના.
જાણે એ જગ જીતે.
સંચર તુજ કર્તવ્યનેમે.
ઘણા દિ' સંગાથીલા મિલનના
છે રસવૃંદાવનવનરાઇએ !"

  અને બંસી સંગાથે
લકુટી દીધી રાધિકાએ !
ઓ જગત......!
કેટકેટલી નીવડી છે જગતે
નરને નિવડાવનાર નારી—
કનૈયાનાં ભાવિ ઘડતી
  રાધાકુમારીઓ ?

## ( ૧૨ )

## બકાસુરવધ

એ ભગી ધમાધમ
કનૈયાને અરૂપ ભારી.
એક દોડયો, ને અન્યે ત્વરાએ
કૃષ્ણને કીધી વાત કે
પહાડ સરીખડું એક પ્રાણી
ગોવાળિયાને આવ્યું છે મારી જવા.
ને કૃષ્ણે નિહાળ્યો . . . ...
ચાંચ ઉઘાડતો ને બીડતો
એ દુષ્ટ પ્રચંડવત્ બકાસુર,
સૌને આસ્વાદે ઉદરે લેતો !

એ હતી કંસભાગ
એક દૈત્યની કાયાએ બિછાવેલી
યમુનાના ધેનુચરતા કાંઠે,

કે કૃષ્ણ જો પૂરાય મટી
તો કંસની ભાવટ ભાગે !
પણ વાંચ્છના કેટકેટલાની
ફળી છે ? .
પછી કનૈયાએ કર્યો દૈત્યપાપગૃહે પ્રવેશ,
ને ડગમગ્યું ગોપીવૃંદ કે
હદની બેહદ કરે છે ગોપાળ.
પણ ધીરજ હતી કૃષ્ણહૈયે
પ્રતીતિ હતી નિજ સામર્થ્યની એને.
અને પ્રવેશી કનૈયાએ પ્રજાળ્યો ગઢી
કાટલાકડી ને કાગળસી ધર્ગે
ધખધખતો પ્રજ્વલિત અગ્નિ,
ને દૈત્યપાપચક્રસચનન
અગ્નિએ ગાળી અવરોધ્યું.
પછી ચાચ ફાગી રહી .... .
ને મચ્યો કોલાહલ ખૂબ...
કે કૃષ્ણે હણ્યો બકાસુર

o o o o

પછી . . ?
નંદરાય આવ્યા ત્વરાથી,
ને હાંફતાં આવ્યા યશોરાણી,
વ્રજગોપી ને ગોપ સંગાથે
પણ ઓવારણાં માતાએ લીધાં

ને ફૂલડે વધાવ્યો કુંવરકહાન,
ને આશિષ્યા નંદરાય હરખભર્યા,
" અનેક અનિષ્ટ તત્ત્વ નષ્ટ કીધાં;
વળી એક નષ્ટ કીધું કનૈયાએ આજ.
યશોદારાણી ! ગર્ગાચાર્યનાં વેણ
રમે તો છે ને સ્મરણોએ ! "
" રાજન ! પૂતના મારી
તે દિ'નો પારખ્યો'તો લાલ ! '
અને હેતનાં મકરંદ નિહાળતા
ઘડીક થંભ્યા નંદરાય.
અને વહેતાં હતાં યમુનાનાં નીર,
ને કાંઠે ચલનરહિત બકાસુરપાપપુંજ
કહેતું હતું જગતસમસ્ત કે
દંભના પ્રયત્ન છે સંસારે
પડદો ઢાંકવાના પરમ તત્ત્વ પર;
પણ વિધાએ છુપાવ્યું છુપાય છે
શું પરમ સત્ય !
त्रिकालाबाधितं सत्यतत्त्वम् ॥

## ( ૧૩ )

## અઘાસુરવધ

એ આહ્લાદક હતું પ્રભાત.
ધેનુ ચારંતા ગોપજનો
યમુનાને તીરેતીરે
નિહાળી બકાસુરમૃતકલેવર
આગે ધપ્યા ગોજન એક,
શ્રેષ્ઠ જ્યાં હતા ચારા
ધેનુઓની તૃપ્તિ કાજ.
ચરંતી'તી ધેનુ ત્યાં ચારો,
ને ગરવા ગોવાળ
કામળી, શીંકાં, વેત્ર, વેણુ ધરી
આનંદતા હતા આનંદકીલ્લોલે.
પણ સંદેહ હતો
મથુરાના કંસરાજનને
કે છે ભાગિનેય કૃષ્ણ, ગોસમૃદ્ધ.

ને કૂનડે વધાવ્યો કુંવરકહાન,
ને આશિષ્યા નંદરાય હરખભર્યાં,
" અનેક અનિષ્ટ તત્ત્વ નષ્ટ કીધાં,
નગી એક નષ્ટ કીધું કનૈયાએ આજ.
યશોરાણી ! ગર્ગાચાર્યના વેણ
સ્મે તો છે ને સ્મરણોએ ! "
" રાજન ! પૂતના મારી
તે દિ'નો પારખ્યો'તો લાલ ! "
અને હેવના વજ્રદ નિહાળતા
ઘડીક થંભ્યા નંદરાય
અને વહેતા હતાં યમુનાના નીર,
ને કાંઠે ચલનરહિત બકાસુરપાપ જ
ઠરેલું હતું જગતસમસ્યા કે
દંભના પ્રયત્ન છે સંસારે
પડદો ઢાંકવાના પરમ તત્ત્વ પર.
પણ કિરણે ફુંકાયું છૂપાય કે
ગ્ન પરમ સત્ય !
त्रिधामाबाधितं सत्यमव्ययम् ॥

## ( ૧૩ )

## અઘાસુરવધ

એ આહ્લાદક હતુ પ્રભાત.
ધેનુ ચારતા ગોપજનો
યમુનાને તીરેતીરે
નિહાળી બકાસુરમૃતકલેવર
આગે ધપ્યા યોજન એક,
શ્રેષ્ઠ જ્યાં હતા ચારા
ધેનુઓની તૃપ્તિ કાજ.
ચરંતી'તી ધેનુ ત્યાં ચારો,
ને ગરવા ગોવાળ
કામળી, શીંકા, વેત્ર, વેણુ ધરી
આનંદતા હતા આનંદક્રીડાએ.
પણ સંદેહ હતો
મથુરાના કંસરાજનને
કે છે ભાગિનેય કૃષ્ણ, ગોસમૃદ્ધ.

વ્રજભૂમિએ અવશ્ય
ન હોય અન્ય બાળનાં
મહાન ચમત્કારી કાર્ય.

અને પછી પાડ્યો કંસે
વિજ્ઞાન-તંત્રવિદ્યા-વિશારદ
અઘાસુર મહાભગિયાને.
પછી જાળ પાથરી એણે
તાંત્રિક વિજ્ઞાનના બળેબળે,
ને સર્જ્યો મોટો અજગરદેહ.
યોજન જેટલાં એનાં લંબાણ.
સ્થૂલ નાના પહાડ શો !
મોં જાણે મોટી ગુફા.
મહીં અઘાસુરનાં હતાં
પાપે ભર્યાં પાપમાનસ.

એ પારખ્યાં કનૈયાએ
ને વેણુ ફૂક્યાં સંગાથીઓને,
" ગરવા ગોકુલગોવાળ !
માયાવી બાને છે આ
કનિષ્ઠમાનવિજ્ઞાની અજગર.
મહીં છે આસુરી પાપ !"
એ વેણુએ...........

પ્રવેશતા લગીર ખમચ્યા
અજગરના મુખદ્વારે ગોવાળ.
ભીરુએ પાછાં ભર્યાં ડગ,
ને વધ્યા શૌર્યસોહંતા ગોવાળ,
" કનૈયા ! પાપીનાં ફોડશું પેટ.
તુજ સરદારી ને અમ સાથ
પાતાળનાં યે ચીરે પડ,
આસને ધરતીએ દાટે !
શી છે આજ્ઞા હવે ? "
" ગરવા ગોવાળ ! થંભો લગીર.
ગરવી છે ગોવાળસેના.
ગર્વિષ્ઠ બનું છું નિહાળી નેહે;
પણ છે આર્યસેનાનીની રીત
કે મોખરે સેનાનીનાં પ્રયાણ.
ને સંચરું છું હું આગે ! "

અને ડગ ભર્યાં કૃષ્ણે
અજગરની મુખગુહામાં,
ને અનુસર્યાં નિયંત હૈયે
ગોકુળનાં ગોવાળ–બાળ.
પછી અજગરમુખદ્વાર બિડાયું,
ને મહીં રહ્યા કૃષ્ણ.
એ નિહાળીને........

વિમાસણે મૂંઝાયા ગોપાળ;
*માનમુક્ત મનડે ભારથી*
કે કેવી આવશે ભાવિ પળ!

અને મથુરાનગરીએ
આનંદમગ્ન નાચ્યું કંસ-હૈયું
સુણી અઘાસુરચક્રેથી
વાયુ-આંદોલને પાઠ્યો સંદેશ
કે 'કૃષ્ણના જીવન-અંતને
હાશ એકની નથી વાર!'
પણ કૃષ્ણે ફૂંકી વાયુનળી
અઘાસુરરચિત 'વિજ્ઞાન-યંત્ર'ની
યુક્તિપ્રયુક્તિ ને દેહબળે,
અને મહી વસ્યો અઘાસુર
મૂંઝાયો શ્વાસરૂંધને.

એ હતો મર્મસ્પર્શ
અટકાવતો અઘાસુર-પાપ-સંચલન
પછી મૂંઝવણે મૂકી માઝા,
ને ભેદાયું બ્રહ્મરંધ્ર.
પછી ચિરાતાં મસ્તક
પ્રાણ ભાગ્યો આભતણા સંગે,
ને એ હતી પૂર્ણાહુતિ

અઘાસુર-પાપ-વિતાન-તંત્રની.
હર્ષનાદ પ્રસર્યો સર્વત્ર.
આનંદ્યા ગરવા ગોવાળ
પુનઃ કનૈયાને નિહાળી
ક્ષેમકુશળ આવેલા હણીને દૈત્ય !
ઓ જગત......!
પ્રેરણા વિના પારખે કષ્ટ,
ને કરે હિતકારી કાર્ય,
अप्रेरितप्रियकरणम् सत्यम् ।
એવા યોગેશ્વર કોક જ
પૃથ્વીએ કરે છે પાવનકારી પગલાં.

## ( ૧૪ )

## યમુનાતીરે

એ હતું યમુનાતીરે
રમ્ય ને રસાળું પ્રભાત.
એકલી ઘૂમતી હતી એ.
અનેરી હતી એની પ્રતીક્ષા
કો'ક કામણગારાની.

એ ય કામણગારી હતી.
ઉલ્લાસ કાંકાઈ મુખડે,
ને ભ્રૂકુટી-ભંગ હતા રસાળ.
ચન્દનપત્ર શોભતા મુખડે
કર્ણ-કુસુમ-ઝૂલગુંની
આંટીએ જી પાનીં'તી ધાર,
ને કંઠમા હતી કુસુમમાલ
ઝૂલતી ઉરદેશાએ

કહેશો કોના વધ્યા હશે પરાગ ?
ઉરકુસુમના કે કુસુમઉરના ?
એને અંગેઅંગે......
યૌવનના હતા પરિમલ.
જામત હતાં હૈયે સોણલાં
કે ભ્રમર ગુંજે ઉરફૂલડાંબાગે,
કેસરલીંપણના છંટકોરે અંકાય,
ને કુસુમકળીએ કરે રંજન
પ્રેમમંડપની શીતલ છાંયે
દંપતિ પ્રણયઆલિંગન.
અને લજ્જમણીના છોડ શી
એકસડી લજ્જાએ લજ્જાઈ.
પછી ઘૂંઘટડો તાણ્યો પ્રણયે,
ને રમી અકેલાં રિસામણાં.

એ હતા પ્રીતિના પાઠ.
એને લખવા હતા પ્રણયના ઇતિહાસ
પ્રેમેશ્વરની પ્રેમસૃષ્ટિએથી, સુણાતા હતા
વ્રજભૂમિ વૃંદાવને સંદેશ.

અને એ અકેલી હરી
કાલિન્દીનાં નિહાળતી નીર,
"ગોપી યમુના ! તારા છે વહેતા તરંગ,

ને મારા છે એકનિષ્ઠ તરંગ
કેન્દ્રિત કનૈયાભાવે.
પિછાણું છું હું બ્રહ્મનું બ્રહ્માંડ
' અહં બ્રહ્માસ્મિ ' ના જ્ઞાનમાર્ગે;
પણ પ્રેમભક્તિ મુજ
–હું વૃષભાનનગરીની–ને યે
કૃષ્ણ–આરાધિકા બનાવે છે ! "
એવે ' કુ...ઉ...ક ' કોકિલા ટહૂકી
પ્રભાતના પ્રીતિધા સ્વરે,
અને એ યે ટહૂકી
રસ–કોકિલા કનૈયાપ્રેમતી
પ્રભાતના મોહભર્યા માઢ રાગે,
ગાતી, ઉલ્લાસતી, રાચંતી :

• • •

" મારાં ગોકુળનાં ગરવાં ગામ રે,
ગોકુળનાં ગરવાં ગામ.
મારા કા'નાનાં કોડીલા નામ રે,
કા'નાના કોડીલા નામ.
ગોવાલણી હું ગોકુળિયાની,
ઊભી યમુનાને તીર.
ધેનુ ચરતી ગોવાળિયાની
ધેની રે ધેની મલ્પીર

મારા કા'નાનાં કોડીલાં નામ રે,
ગોકુળનાં ગરવાં ગામ.
વેણુ રેલી ત્યાં શામળિયાની,
વાતા પ્રણયના સમીર,
કોડીલા કાળા રસિક રસિયાની
હેલી રે હેલી હું અધીર.
મારાં ગોકુળનાં ગરવાં ગામ રે,
ગોકુળનાં ગરવાં ગામ !"
એ ઝાંઝરનો છેલ્લો ઠમકો,
ને એ ગીતસમાપ્તિ હતી;
પણ ન હતી સમાપ્તિ
ગાનારીના હૈયાની પ્રેમસુરાવલિની.

એવે સહિયર આવી.
" વૃષભાનદુલારી ! શાં માંડયાં છે અકેલાં
લાવણ્યભર્યાં લાસ્યનૃત્ય ?
યોગસમાધિએ તો નથી ને
યોગેશ્વર કનૈયો !"
" સખી ! અહીં નથી કહાન કુંવર,
પણ છે મુગ્ધ ધેલીની એકતાર ઘેલછા.
મેં નહોતાં માણ્યાં લાસ્યનૃત્ય.
રીઝે નહીં લાસ્યનૃત્યે કહાન
જો હોય સમાધિસ્થ એ.

યોગી મહાદેવ જટાધારી
ઉમાના લાસ્યનૃત્યે મોહ્યા હતા;
પણ પછી બાળ્યો કામ.
પણ પેખું છું કનૈયાએ કે
પુષ્પધન્વા જો મારે છે બાણ
તો કહે છે ' હજી માર. '
એને જીતવો છે સદેહે કામ.
એ છે યોગેશ્વર કૃષ્ણ.
એની યુગયુગની યોગેશ્વરતા
અવશ્ય હશે આ અરણીએ.
નહીંતર ન મોહે મુજ
        મનડું, સખી ! "

        ભાનુરાજના સોહતા કિરણ
યમુનાનીરે કરતા હતા સ્નાન.
બે બહેનડ શી સખિયર ઊભી
મારગડે માડની હતી ઓટ.
પ્રભાત આજ રમણે ચડ્યું'તું.
કાંપ્રનાં વૃક્ષ-શાખા-વેલ-કુસુમો
કેરમની કે કતાં'તા પિચકારી
રંગ છાટના રંગી દેહનિ

        અને ડગ ભર્યાં......

એ મોગરાવને બે સખિયો.
" સખી ! ઘનશ્યામ કનૈયાના
કે'દી લોં'વાશે વાઘા રંગ ? "
" વૃષભાનદુલારી ! હજી પ્રભુની ઓઢી છે
ઝીણીઝીણી આછી પામરી,
એવે ભારી શૃંગાર-શય્યાની ઉષ્મા.
મેં વીતશે રજની સારી ? "
" સજની ! સુણજે એક વાત.
રજની વીતશે રસિયા સંગે,
રંગ લાગીલાગીને
એકમેક રેલાશે રંગ;
પછી રાધા બનશે શ્યામ,
ને ગૌર બનશે ગોપાળ ! "

એવે વેણુ વાગી,
રસ છલકતી, મીઠી, મધુરી;
ને ઝણક્યા રાધિકાકર્ણ.
કાલિન્દીતીર ડોલતાં ભારયા,
ને ડોલ તોડાવતો આવ્યો
ડોલરિયો નંદકિશોર.
" ડોલરિયાજી ! ક્યા ડોલરવને પધારી
મુગટ ધર્યો ડોલરગૂંથ્યો ? "
" રાધા રસિલી ! રસડોલરબાગે રમતાં'તાં

ડોલરફળી શાં ખેલંતાંખેલંતાં
વ્રજબાળ ગોવાળ
ને વ્રજબાળી કન્યકાઓ.
એવે દીધો એક મુગટ ગૂંથી,
ને અન્યે ઓપાવી બંસીને
બાંધી ડોલર-કુસુમઝૂમખું.
પછી એક બાલિકાએ માળ અર્પી
ને આશિષ દીધી સૌન્દર્ય જીતવાની. "
" કૃષ્ણજી ! પછી જીત્યાં સૌન્દર્ય ! "

એ વેણુ વદી સદિયર
રાધિકાનેગુલે હસીને.
એના પ્રત્યુત્તર દીધા
યુગયુગરાગ પ્રણયયોગેશ્વર કનૈયાએ,
" રસિલીની રસભરી સહચારિણી !
પ્રેમે જીતવા આવ્યો છું
મત્સ્યેષ સૌન્દર્યભગિનીના રસિયાં
સાકાર આત્મસૌન્દર્ય ! "

અને વાયા સમીર
સૌન્દર્યજગતના, ઓજસપુંજ :
ને વહી સૌન્દર્યભાવરીપની રમણી,
" કનૈયા ! બનાં રે વાડગાળ્ય

ભોળાને ભરમાવવાના.
શાણો પેખી કરી પ્રીત
કે બાળતુફાની હું રાધા
શાણી સદ્યારે થઈશ;
પણ આજ જાણું છું કે
છે શાણપણના આંસા,
ને ભામે છે તું સવાયો તુફાની."
"રાધાદુલારી ! ઉથલાવ જગત-ઇતિહાસ
ને શોધ મહીંથી તુજ પ્રશ્નોત્તરી
કે કેટકેટલા બાળતુફાની
વયે શાણા બન્યા છે ?"

રાધાકૈયાનેણુંને

ઘૂમતુ ભારયુ બ્રહ્માનું બ્રહ્માંડ.
વિશ્વની ફરતી ધરીએ
યુગચક્ર ફરતું હતું યુગાન્તરે
દ્વાપર .....એ જ યુગદ્વાપર
શું આજ ફરી અવનીએ હતો ?
એ રાધા ને એ કહાન !
અને પ્રસર્યું અનંત યુગગવાક્ષામણુ
રાધિકાના રસિલે મુખડે
વહેતા હતા કાલિન્દીના નીર
કાળના કહેતા ઇતિહાસ

" કનૈયા ! ભાવિ ભાખે છે યુગદ્રષ્ટાનું
કે નટખટ નંદકિશોર
વૃંદાવનને તજી બાળઉધામા
ને તજી ઊગતાં કિશોરતુફાન
ભારતનું કરશે મહાભારત,
વિશ્વભારતનાં સેવતું સોણલાં ! "

એ ગુંજી રહ્યાં વેણુ
ને લખાયાં આભઅંતરીક્ષે,
શું જગતે યુગપરિવર્તનના
આલેખાતા ઇતિહાસ !

## ( ૧૫ )

## બ્રહ્માગોપ–ધેનુ–હરણ

એ પ્રભાત હતું બ્રહ્મલોકે.
ઝરૂખડે બ્રહ્માજી ઊભા'તા
બ્રહ્મદૃષ્ટિએ નિહાળતા સપ્તલોકને.
એને સૂર્યલોકે દીઠું એમણે.

માર્તંડરાજના સુવર્ણ મહેલે
હજી પોઢ્યા'તા દિનમણિરાજ.
એવે સોહંતી શય્યા ત્યજી
ઉપારાણી અધીરાં જાગ્યાં.
અસ્તવ્યસ્ત હતાં ચીર
રજનીના રંગ–રમણે પોઢી ઊઠંતીનાં.
એક જ લટ ઊડતી'તી કપોલે.
શિથિલ હતાં જાગેલીનાં ગાત્ર,
નીરસ્નાનની તાઝગી વિના

ઘેઘુર ભરી'તી નયણે નીંદરડી.
કંચુકીની છૂટી હતી કસ;
ને કેસર–ચંદન–લેપન–છાંટણાં
ઉરેથી સરી ઓઢણીએ
દીપાવતાં'તાં નવનવા રંગ.

એ નવરંગીલી ઉષા
પૂર્વમહેલના ઝૂમતા ઝરૂખડેથી
ભૂલીકે ભારતવર્ષખંડે
વ્રજના ગોવાળિયાને નિહાળવા ઊભી હતી,
શું પતિથી યે છાની .....!
પણ......!
શ્રુતિઓએ શબ્દસ્વરૂપ તજ્યાં,
ને ગાયત્રીએ ધાર્યા હતા સકામસંગમ
વ્રજકિશોર કૃષ્ણકનૈયાના.
એવો પરમ–સૌન્દર્ય–કિશોર કનૈયો હતો.
એના આનંદસ્વરૂપે
રમખ્યાએ ગઢની સર્વ પ્રકૃતિઓ.
શું ન નિહાળે એવાને
ઉષારાણી પ્રીતે !

અને ઉષાએ ઢળી
પ્રભાતની રંગ ઉદધારે

ઊડી અનેરા સમીરે,
ને એના ઝલકસમીરે જાગ્યા
પોઢંતા પ્રભાતદેવ.

પણ પછી એ બેની વાત
ન સુણાઇ બ્રહ્મજીથી.
ને પછી બ્રહ્માએ પ્રશ્ન્યા માર્તંડદેવ
વાયુદેવ-શકિતનાં લઈ માધ્યમ,
" સૂર્યદેવ ! રોજ પ્રકાશો છો
સપ્તલોક ને સપ્તસાગરે.
શા છે વર્તમાન પૃથ્વીલોકના ? "

અને પ્રભાતસવારીએ
ચડંતાં ચડંતાં માર્તંડરાજે
ઘડીક થોભાવ્યો સપ્તઘોડીલો રથ.
" બ્રહ્માજી ! ભરતખંડે શોભંતા વ્રજે
રમણાએ ચડી છે વનની વનરાઇ
કનૈયાના યુગ-અવતરણે ! "

અને બ્રહ્માજીએ......
કૃષ્ણદર્શન કરવાના ઉલ્લાસે
ભૂલોકે સંચરવાનો કર્યો નિર્ણય,
ને સદેશ પાઠવ્યા સ્નાન કરંતાં બ્રહ્માણીજીને

કે સંચર્યા છે ભૂલોકે
કો' અનિવાર્ય કાર્ય નિમિત્તે

અને એ ભૂલોક......
મહી ભરતખંડે વ્રજભૂમિ રસાળ.
મહી સોહંતી શોભા કનૈયાની
સપ્તલોકોએ ભાળી શ્રેષ્ઠ,
ને થઇ બ્રહ્માજીને સ્પર્ધા,
ભાસ્યા એમને નિજથી ઉચ્ચતર કૃષ્ણ,
ને પછી પારખ કરી જાણ્યુ'તા
કે અવતારી છે કે અન્ય કોઇ.
અને બ્રહ્માજીએ...
માયા પ્રસરાવીને ધેનુ ચરંતી આણી
લીલુડી ધરતીએ દૂરસુદૂર.

એવે યમુનાજીના ગોચરતટે
ગોવાળિયા લેતા હતા
મહી-માખણનાં રસભોજનિયા

એવે એમની .ને
દૃષ્ટિ ગઇ અન્યની
દૂર ..દૂર ને પછી જાગે
દૃશ્યની અવોપની ક્ષિતિજે

અદશ્ય થતા ધેનુધણી,
" કનૈયા ! ચરંતી ધેનુ આજ
વ્રજના વટાવી સીમાંત
આજે અલોપ થઇ કે
પૃથ્વીતટે ! "

એવે વદ્યો બીજો,
" મિત્ર ! આજે સંચરે તે
એના ફોડી ગોરંભા
કનૈયો વ્રજભૂમિએ આણે
આભ ને ધેનુ સંગાથે ! "

અને વદ્યો ત્રીજો,
" સખાવૃંદ ! ધરતીને યે કનૈયો ફોડે,
ને શેષ પર થેઇથેઇ નાચી
શોધ પાડી સપ્તસાગરના
વ્રજે લાવે ગોકુળધેનુ ! "
અને પછી સંગાથીઓનાં હાસ્ય
ગુંજી રહ્યાં, ને રહ્યાં મલકાયણાં
ગોકુળના ગરવા ગોવાળ મુખડે.
અને......?
" ગોપજન ! સંચરું છું શોધે ! "
અને કનૈયાનાં ભરાતાં ડગે

" રાધિકા ! મુજ મનડાના રથની
સારથિ બન તું આજ
ને જિતાવ......... ! "
અવરોધી મલકામણે હસી
રસિલી પણ કર્મભાવ દીપંતી,
" કનૈયા ! નહિ પુરુષ પ્રકૃતિવિહોણો.
ન જિતાય એકલાં જગ ! "
" રાધિકા ! જગમાં જીતવા સંગ્રામ
કેટકેટલાએ નારીસાથ લીધા છે ? "
પ્રકૃતિસુલભ મલકામણાનું રહસ્ય
કહેતું'તું નારીત્વના ઇતિહાસ.
" કનૈયા ! રામાવતાર ને રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણ
યુગત્રેતાની છે અમર વાત.
કૈકેયી હતાં અપર માતા રામનાં,
આસુરી રોળાવી હતી જેમણે
રામને પાઠવીને વનવાસ.
એક દિ' એ દશરથરાજન સંગે
સમરાંગણે હતી સારથિ,
ને તૂટી રથની ધરી,
પછી કરપ્રકોષ્ઠે દીધી આડ,
ને રથ હાંકી જિતાડ્યું સમરાંગણ.
છે ને એ નારીશૌર્યના
અમર ઇતિહાસ ? "

ઝરણું વહેતું હતું,
ને ગિરિમાળની ઊંડી ખીણમાં
શિલાએ બેઠી હતી રાધિકા,
ઘડીક કનૈયાઆંખે નિહાળતી
કે આભનાં કરતી નિરીક્ષણ.
દર્શન રાધિકાને સમ્યક્ એવે લાધ્યાં.
બ્રહ્માંડ ડોલતું'તું કનૈયામુખડે.
સપ્તલોક ને મહીં પૃથ્વીલોક.
અનંત ગ્રહોતી ઉપર પ્રભા
ભાખતું'તું કનૈયામુખ ભાવિઇતિહાસ,
ભૂતકાળઇતિહાસના કહેતું મર્મ.
" એ અવતારી ! જગત પારખ.
' सर्व विष्णुमयं जगत् 'ની અકળ ભાવનાએ
સર્જન કર ધેનુ–ગોવાળિયાનાં.
તત્ત્વશક્તિએ દેહ ઘડ.
सृज देहान् पंचतात्त्विकान् ।
ને આત્મભાવ વિસ્તરાવી
एकोऽहम् बहुस्याम् ।
એ બ્રહ્માંડ સમસ્યાએ
રમણ કર આત્મસૃષ્ટ જગતે.
इच्छाया सतिमामकत्वम् ।
એ છે બ્રહ્માંડઘડવૈયાની
મહાગહન ભાવદીપભાવના ! "

આરાધિકા વૃષભાનદુલારી.
" કનૈયા ! યોગેશ્વરસિદ્ધિ
પ્રાપ્તી છે કયા પૂર્વજન્મે ? "
" રાધિકા ! મુજને નથી પૂર્વજન્મ.
ચૈતન્યરૂપ, બ્રહ્માંડે અમર છે આત્મતત્ત્વ,
ને સ્થૂલ ઢંકાયેલો સૂક્ષ્મદેહ
વણપ્રીછયો સંસારે છે
એવો છે સ્વર્ગે ઢાંકેલો
પણ દિવ્ય દેહ......
પણ એથી પર, બ્રહ્મલોકે
ને વિષ્ણુસ્થાન ક્ષીરસાગરે,
શાને વિદેહી છે જીવતત્ત્વ ! "
" કનૈયા ! કયાં તું વિદેહી
ક્ષીર-શેષ-શય્યાધારી;
અને શું લક્ષ્મીરાણી યે...? "

એ વેણુલે......
મોહનની મધુરી મૂરતે
વહી હાસ્યની ધાર.
" રાધિકા ! નિરાકાર ને નિર્વિકાર છે
પરમ ચૈતન્ય પરબ્રહ્મ.
निराकारो निर्विकारो निरवयवोऽहमव्ययः।
नाहं देहोह्यसद्रूपे इत्येवं ज्ञानलक्षणम् ॥

કે રાધા-કનૈયાના નિર્લેપ પ્રેમના
ઇતિહાસ યુગ દ્વાપરે આલેખાય.
શી વળી ઇતિહાસે અમર
બનવાની લોલુપતા ? "
અને સર્યાં મુખડેથી હાસ્ય,
જે ઝીલ્યાં અધરે આરાધિકાએ.
" ગુરુવર્ય ! શી શિક્ષા મુજને હવે ? "

કનૈયો હસ્યો, હસ્યો
મરકતો, મરકતો કહેતો,
" શિષ્યે ! ભણતરે છે શુદ્ધિની આવશ્યકતા.
છે તુજ રસલોલુપ મનડાએ
એ શીખીશ પાઠેપાઠે;
પણ પહેલાં તુજ મુખડું ને અધરો,
સર્યાં છે જ્યાંથી વેણ
લોલુપતાની વાસના ભર્યાં,
પ્રેમ-ઇતિહાસ-અભિલાષ-પૂર્ણ,
એ મુજ ચુંબનરસપ્રભાએ
શુદ્ધ કરું છું આજ ! "

અને ડોલી વનવનવનરાઇ,
વાયા પ્રણયના સમીર,
' કુ...ઉ...ક ' ટહૂકી કોકિલા

ઝબકતી આમતેમ નિહાળતી,
એવે દીઠી રસગૂંથણી
રસો ઘેલ ને રસેશ્વરીની,
ને કોયનડીના યે કંપ્યા મનોરાગ.
પછી ફેરવ્યું એણે દૃશ્યમર્યાદાએ મુખ

•

એ નિહાળીને
લજ્જાતી વદી લજ્જાકુમારી,
" કનૈયા ! વૃક્ષડાળે યે લજ્જાણી કોકિલા
તુજ નિર્લેપતા નિહાળી ! "

## ( ૧૬ )

## બ્રહ્મ-સ્તુતિ

" ઓ સંસાર ! શાં છે તુજ સંચલન !
ગોપબાળ હર્યાં માયા-પ્રાબલ્યે,
ને ચરંતાં વ્રજ-ધેનુ-ધણ હર્યાં,
તોય શી ભાસે છે સત્યતા ?"

બ્રહ્માની વીતી હતી પળ,
ને પધાર્યા હતા ભુવર્લોક-સંક્રમણે
બ્રહ્મલોકના બ્રહ્મરાજન.
એવે સાંભર્યો ભૂતકાળ એમને.
એ નિહાળી સંક્રમણસંગીની બ્રહ્માણીજી
ભવિષ્યનાં વદ્યાં વેણુ,
" બ્રહ્મલોકરાજન ! માયાની મુગ્ધતાએ
ક્ષણવાર શું લોલુપ થયા ?"
" બ્રહ્માણીજી ! માયાનો મોક્ષ છે મહામાયાથી.

આજ લય ભાસે છે
મુજ માયા ને અહંતાને.
अजामेकां लोहितशुक्लकृष्णां
बह्वीं प्रजां जयन्तीं सरूपाम् ।
માયા છે આત્મપ્રકાશઅવરોધક,
ને અહંતા ને મમતા આવિર્ભાવ
પ્રકટાવે છે આત્માએ;
પણ सर्वं खलु इदम् ब्रह्म ।
એ બ્રહ્મ ! દીન ભાવે પ્રાર્થું છું
ને કરું છું ભક્તિભાવે રોદ,
પૂછીને પ્રશ્ન આજ
કે આવા અજાણ્ રાખ્યા અમને ?"

એ હતું દૃશ્ય......
રસેશ્વરી ને રસેશ્વર
રસદેશે લેતા'તા લા'ણ.
એવે બ્રહ્માજી પધાર્યા.
પૂર્ણભાવે હતાં અંજલિ-બંધન,
ને સૂર હતા પ્રાર્થનાના.
" પ્રભો ! આજ નિહાળું છું
બાળદેહે યે અનેરા પ્રતાપ,
ને ક્ષમા યાચું છું વંદનાએ.
ગર્વ કોઇના રહ્યા છે કે
રહે મુજ એ ? "

એ બ્રહ્માવેણુને
સંસારસૂત્ર વદી વૃષભાનકુમારી,
" વંદતા પણ વંદ્ય દેવ !
સત્ય વેણુ વદ્યા આપ.
લંકાનગરના પે ગર્વના કોટ
રામે ને વાનરસેનાએ
ધરતીએ ઢાળ્યા હતા.
મેઘનાદે મૂર્છિત કર્યા લક્ષ્મણકુમાર,
ને દ્રોણાચળ લઈ પુનરાગમને
અહંકાર પવનસુત અંજનિજાયાના
નંદીગ્રામસંત ભરતજીએ ભાંગ્યા
તણખલાનું મારીને તીર ! "

એ રાધિકાવેણુને
હાસ્ય વેર્યું કનૈયાએ,
ને ઝીલ્યું બ્રહ્માજીએ
સંક્ષેપે સમજ્યા જાણી
કે ક્ષીરસાગરશાયી
અવનીએ અવતર્યા છે.

અને......[1]
ક્ષણ એક વીતી નહોતી બ્રહ્માના સમયચક્રની,
ને પુન બ્રહ્માએ દીધા

હરી ધેનુ ને હર્યાં ગોવાળ.
શાં સમયસંચલન છે લોકેલોકે !
છે ને ન્યારાન્યારા ન્યાય
ચઢાડિ સૂર્યપ્રકાશના ?

અને યમુનાતટે પુનઃ
પ્રીતે લીધાં ભોજનિયાં
ગરવા ગોપાલ લાસે ગોવાળિયા સંગે;
ને ચરંતી હતી ધેનુ ગરવી
એ જ વૃન્દાવનની સુધીર
વાળેલી બ્રહ્માજીએ પુનઃ પાછી પધારેલી;
ને કનૈયાની આત્મબળપ્રભાએ
પ્રગટેલી ધેનુ ને ગોવાળ
પુનઃ સમાણાં ભાસ્યાં રાધિકાને
અનંતતામાથી પ્રગટયાં હતાં
એ જ અનંતતામાં થતાં વિલીન.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**
(શ્રી. ભ. ગીતા)

એ બ્રહ્મ શાં છે સૃષ્ટિચક્ર પ્રસરાવવાનાં
ને અકલ્પ્ય તુજ સામર્થ્ય !
नेति । नेति । नेति ॥

## ( ૧૭ )
## યમુનાતીરે રાધિકા ને ધેનુકાસુરવધ

રૂમઝુમ...રૂમઝુમ...
ઝાંઝર ને નૂપુર ઝમકારે
આવી રાધા ગોરી,
છુનનનન...હૈડે નાચતી,
ધા...ધીક...ના, ધા...ધીક...ના,
તાલ દેતી મનડાની ખંજરીએ,
મનમોહનની મોહાંગમાનિની.
" કૃષ્ણ !...કનૈયા !...ગોપાલ ! "
પણ શું નહોતો કનૈયો !

ખળખળ વહેતાં'તાં
યમુનાનાં મીઠડાં નીર.
કાંઠડે વૃક્ષઝૂમી વનરાઇએ
મૈના–પોપટજી રમતાં'તાં

રિસામણાંમનામણાંના ખેલ રસાળ.

કાલિન્દીના બહોળા પ્રવાહે
અનેરા કાંઠાના છીછરા જળપ્રદેશે
ઘાસનાં નાનાં સરોવરિયાં
મહીં જાણે શૈવલનો
પાથર્યો હતો લીલુડો પાલવ;
ને ખીલંતાં કમળ……
શોભતાં હતાં પાલવે ભાતીગળ શાં.
એને નિહાળતી રાધિકા
નિજ પાલવડાને ભ્રમણાએ સ્પર્શે
કે નિજ અંગેથી ઊતરીને ચીર
નીરે તો નથી પથરાયાં ને ?
અને એ અકેલી હરી
પુકારતી પરમ સૌન્દર્યને.
શોભન જેના હતાં હૈયે.
" નંદદુલારા !…રાધાના દિલના હાર !
શું કોઇ નહીં ? "
અને સખી આવી મલપતી મલકતી.
" વૃષભાનદુલારી ! શા છે આજ રૂપરંગ ? "
" સખી ! કહાને કલાધર ઓછે;
પણ એ કલાધરની
અનિમેષ નિહાળું છું વાટડલી.

સખી ! વહે છે યમુનાપ્રવાહ."
અને વહ્યા સંગીત-પ્રવાહ :
" યમુનાને કાંઠે નિહાળતી,
રે...એ...એ...એ...
કાંનાની મીઠલડી વાટડી.

×

ગોકુળ-મથુરાની ગોરી ગ્વાલન હું રાધા,
કાળુડો કાંન મારે હૈયે રસરાજ,
આકાશે અલબેલી જેવી અનુરાધા;
જેને પૂરે છે પ્રણયતેજ ચંદરાજ,
એની રટણાએ હું જો રાચતી...
રે...કાંનાની..."

× × ×

" સખી ! વાટ જોઇજોઇ થાકી;
નંદકિશોર ન આવ્યા તો ય ! "
" વૃષભાનદુલારી ! જુઓ, દેલરાણી પણે
મયૂરરાજની નિરખે છે વાટ ! "
" સખી ! વાટેવાટે વેરી છે
ફૂલપાંખડી મુજ વેણીએથી છોડી
કે મકરંદે સંરાઇ આવે મનનો મધુકર ! "

એવે સુણાયા બંસીસ્વર,
ને ધણમોખરે હતો પ્રણયધીર.

રસેશ્વર-મુરલીએ રૅાલતી'તી ધેનુ,
ને ગીતનાલે ભરતા'તા ડગ
ગોકુળના ગરવા ગોવાળ.
" સખી ! કનૈયાની વેણુનાં
વર્ણવ્યાં છે સ્વરમાધુર્ય !
કેટકેટલી ગોપીઓ
ઘેલી બનતી હશે ? "
" વૃષભાનદુલારી ! બંસીનાં સરજાણુ
લાગ્યાં હોય એ જ પ્રીછે ! "

પછી ધેનુધણીયી
સરકી રસિલો સંચર્યો
વેરાયેલી ફૂલકાં-પાંખડીની વાટેવાટે.
ને ઘાટે હતી રાધા રસિલી.

એ પ્રણયઘાટ......
ને પ્રણય-રસ-રસેશ્વરી વદી,
" પધારો ગુરુદેવ ! શિષ્યા નમે છે
સખી સહ.
શા છે પરમતત્ત્વનિર્લેપતાના
સંસારજીતના આદેશ ? "
" રાધિકા ! પ્રપંચવિસ્મરણે જીવન સિદ્ધ ! "
અને મલકામણાં વેરાણાં રસાળ

બે કુસુમન કળીએથી
પછી રસ ઝગતી એક વદી,
" કનૈયા ! ભની કહી પ્રપગ-સ્મિતિની
સત્ય વાત અસત્ય સંસારે,
પણ પ્રશ્નુ છુ આજ,
દેજે સત્ય ઉત્તર.
ભના ! હુ કોણ ?"
" તુ આગધિકા ...!"
ગરવા ગુંજી રહ્યાં પરિત્યાગવેણ
એને ઝીલીઝીની
મનડાએ રતનન ગાતી'તી
માનિની રાધા–સહિયર.
પણ પછી વેણુના વદી,
" કૃષ્ણજી ! મંદ મનોહર હાસ્યે
આપે દીધા બિરદ
આરાધિકાનાં મુજ સહિયરને,
આરતી ઉતારી હતી એણે
હૈયામંદિરના ઉઘાડી દ્વાર,
પણ તો ય નિહાળ્યા નહિ ઠાકોરજી !"

અને અનરોધી વદી વેણુ
પૂજારણ રસપ્રિયા રાધિકા,
" સખી ! આરતી અધૂરી રહી

શોધે છે યમુનાના નીર-તત્ત્વના
ઇતિહાસ !"

અને વદી ગયા દુલારી,
"બળરામજી ! અમે અહિંયા એ
યમુનાનીરે શોધતીશોધતી
પ્રશ્નતી'તી આભઅવનીને
કે શા છે જમનાજળના
પ્રભાવ ?"
"બળરામજી ! વૃષભાનદુલારી સંગે
વાત કરતી'તી હું ત્યાં પધાર્યા
આપ કનિષ્ઠ ભ્રાત કનૈયાજી
પછી એમણે દીધા સાથ
ઉકેલ એના આવ્યા નથી
હવે !"
અને ?
આગળિકી અણસમજી ભાસી
બળરામજીને સમજની સમસ્યા
કે યમુનાના નીરે હશે શું પ્રેમપ્રભાવ ?
પછી વદ્યા વેણ,
"કનૈયા ! શોધન માંડયા છે તે
કૌમાર્યભરી કુમારીઓ સંગે,
પણ પણે ધેનુકાસુર–રંજાડ

હદ-ભેદના વટાવે છે સીમાંત:
ધા નાખે છે ગોવાળ
'કનૈયા !...કનૈયા !'...પુકારી;
પણ કનૈયો ઊભેલો છે સમરવા
આજ યમુનાતીર-પ્રભાતની.
સંચરું છું હું હવે
હણવા ધેનુકાસુર !"
અને સંચર્યા બળરામજી...
ને હણ્યો ધેનુકાસુર
ધેનુધણને ધા નખાવતો.
પછી ધેનુકાસુર-ખરસેના
આક્રમણના અતિરેકે આવી.
એને ખાળી બળરામે.
ને નંદકુંવર કનૈયાલાલે
આભે ચક્રાકાર ઉછાળીને
ધરતીએ નિષ્પ્રાણ પછાડી.
પછી હર્યા અન્ય ખરના પ્રાણ.

અને વાત પ્રસરી વ્રજે,
ને ધાયાં ગરવાં જન;
ગોપી આવી ને આવ્યા ગોવાળ
ને ગોવાળરાજન નંદજી પધાર્યા.
બળરામ સહ સત્કાર્યો કનૈયો.

" કનૈયા ! તુજ સામર્થ્યને બળરામસંગાથ.
વ્રજભૂમિને યે ઉદ્ધારે છે આજ
પરમ ગૌરવઆભગોરાંભે ! "
એ નંદવેણુનાં ગુંજી રહ્યાં
ધમાધમે વણસુણ્યાં અન્યથી;
પણ ઝીલ્યાં બે સહિયરકર્ણે;
અને વદી એક,
" સખી ! શાં છે કનૈયાનાં સન્માન ?
ઉલ્લાસે ઊડ્યું છે વ્રજવૃંદ;
પણ કહાનઘડવૈયો કોણ હશે ! "
" સખી ! માતા યશોદા
છે કનૈયો ઘડનાર ! "
" વૃષભાનદુલારીજી ! ભૂલ્યાં તમે ભૂલભૂલામણે.
માતા ઘડે બાળ લાલનપાલને.
પછી પ્રિયતમા નિપજાવે નર
બૃહદ્ સંસારના રસદેશે ! "

 આ સંસાર ! શા શા છે
રસાદેશ તુજ માયાએ ?

## ( ૧૮ )

## કાલીયનાગદમન

પ્રભાત આજ અનેરૂં ઊગ્યું,
ને પધાર્યા સૃષ્ટિના સૌન્દર્યમહંત
વસંતજીના વસંતગણી,
ને ઉષાએ ઓઢી પૂર્વક્ષિતિજે
વસંતરંગે ખીલેલી ઓઢણી,
ને ઊભી સૌન્દર્યદૃશ્ય ફેંકતી
અરુણરાજના વસંતઝરૂખડે,
પછી વાઇ મંજરી સૌરભી,
ને ઊડી ઉષા-રંગઓઢણી
ઉષાનાથ ઝળકતા પધાર્યા,
.. ને ઊઘડ્યું વસંતપ્રભાત
એ ઋતુ વસંત કિશોરગીનાની
આજ રમણે ચડી હતી.
નિત્યથીનાએ યમુનાકાંઠે

ચરંતી'તી મદપીર ધેનુ,
ને મદભર્યા ગોકુળગોવાળ
ખેલંતા'તા ગેડી-દડો,
પ્રફુલ્લાવતા નિજ કિશોરવય
પ્રકૃતિ મુગ્ધ સંગાથે સૌન્દર્ય.
એવે કનૈયાએ મહી યષ્ટિકા.
" ગોપજન ! વૃષભાનનગર ને ગોકુળગામના
રમૈયા રમે છે આજ
કિશોરબંધની બળશ્રેષ્ઠતાનાં
આજ કાઢવા દડા-ખેલને માપ
સરદાર છું હું નંદગામજૂથનો;
પણ વૃષભાનનગર-જૂથનો કોણ ? "
નિહાળી રહ્યા વૃષભાન ગામ ભણી
અન્યોન્ય કહેતા વાત.
એવે દૃષ્ટિ પડી એકની
વસંત-સાહેલીઓ પ્રતિ.
શું વસંતરાણી વનરમણીએ
પધારતા હતા !
" સખા ! ગોકુળજૂથની સરદારી
શિરે શોભે છે નંદદુલારાને.
શું નહિ શોભાવે રાધિકાજી
વૃષભાનનગરના કિશોરજૂથની
સરદારી ગેડીખેલને ? "

એનો બોલ ઝીલ્યો અન્યોન્યે,
ને સંચર્યાં વૃષભાનનગરકિશોર
આમંત્રવા વૃષભાનદુલારીને.

અને.........!
" રાધાદુલારી ! હોડ છે બે કિશોરજૂથને
કે ગેડીખેલને ધેઇ કોણ્ ! "
" ગોપજન ! કહેતાં'તાં આપણ નગરનાં લોક .
કે હોડ છે ગોકુળસંગે,
તે સાહેલી સંગાથે નિહાળવા દૃશ્ય
અમે યે ઊભાં છીએ યમુનાકાંઠે ! "
" વૃષભાનદુલારી! પત રાખવી છે વૃષભાનનગરની.
કનૈયાની છે ગોકુળજૂથે સરદારી;
ને આપ સોહાવો અમારી આજ ! "
અને સહિયરે તાળી દીધી
મુસ્કરાઇ આડું નિહાળી,
પણ પછી વદી એક
" ગોપજન ! હું યે સમર્થન કરું છું
કે વૃષભાનદુલારી કનૈયો જીતે,
ને પત રહે આપણ નેસડાની ! "
પછી ગેડી ખેલંતા મયદાને
શ્યામને જીતવા ગોરી પધારી.
શું ઝાંઝરઝમકારે જીતશે ?

કે નેણુલાંનાં મારીમારીને બાણ ?
" ગોપજન ! સ્પર્ધા નિહાળવા એ પક્ષની
પધાર્યાં છે વૃષભાનદુલારી.
પ્રતિપક્ષની હાર ભાસે છે.
શું સરદારીના યે સાંસા પડ્યા છે ? "
એ કનૈયાવેણુએ નેત્રમિચોલી કરી
સખી સંગે ડગ ભર્યાં રાધિકાજીએ.
" કનૈયાલાલ ! છે વૃષભાનજૂથે
સરદારી મુજ આજ;
પત નહીં રહે ગોકળિયાની ! "
એ સુણીને........
હાસ્ય વેર્યાં વૃષભાનનગરજૂથે,
ને કનૈયાએ ટીકીટીકી નિહાળ્યું.
" રાધિકા ! કિશોરો સંગે નથી ખેલંતા
કિશોર કદી ગોકુળગામના ! "
" કનૈયાલાલજી ! હાર પેખો છો શું
કે વદો છો આજ
કિશોર–કિશોરીના વર્ગભેદ પાડી ? "

એને અવરોધી વદી
વાણીચતુરી સહિયર એક,
" વૃષભાનદુલારીજી ! બાલિકાઓ સંગે ખેલીને
બાળપણાએ બહુ યે લીધી છે હાર !

હવે ક્ષોભ થાય છે કનૈયાલાલજીને
કિશોરવયે કિશોરી સંગે ખેલી
'હાર' સ્વીકારતાં હારનો...!"
"સખી! કનૈયાજીને ભાસે છે ક્ષોભ
કે હારેલાને ન પહેરાવે વરમાળ કોઈ!"
"રાધિકા! હારેલાને પહેરાવે છે
વરમાળ તેયે જીતેલી!"

અને લગીર અટકી
વધા ન દદુભાગ . ......
"વૃષભાનકુમારી! સજ્જ કરો તમ જૂથ;
પણ પ્રશ્ન ઉદ્ભવે છે એક
કે'નાક ખેલશો ખેલ કિશોરીજી?"
"કનૈયાલાલ! વ્રજ નિહાળશે એ આ
જીતશે ખેલ અમ પક્ષ,
ને સૂચન હશે મારાં ત્યાં
ખેલીશ કે ખેલાવીશ એની
શી છે વળી પડી આપને!"

અને...... ?
કૃષ્ણે ગ્રહી યષ્ટિકા
સુસવાટા કરતી આભે વીંઝી,
ને ફટાક ઝીલી લીધી!

કો'ક કહે કે 'આભે...ગઇ !'
કો'ક કહે 'ગઇ યમુનાકાંઠે !'
પણ દૃષ્ટિમર્યાદા ઉલ્લંઘી
અદૃશ્ય થઇ અનન્ય દડી
અને ?
રમત થંભી, પણ પછી
નેણલા નંદદુલારાના તો ય
ખેલ તો નચાવ્યા રહ્યા
" રાધાદુલારી ! પ્રતિસ્પર્ધાએ સ્વીકારો તો
છો ને પરાજય ? "
' નંદદુલારા ! એક હારે ને જીતે એક,
એ છે ખેલનના રહસ્ય,
પણ ગેડીએ કાપ્યાં અંતરમાપ
કહેશો કેટલા હતા ? "
' વૃષભાનદુલારી ! ખેલને છે નિયમ
દા' દેનારનું કાર્ય
અંતર માપી શોધવી દડી
ને દેવો પૂરો દાવ ! "
અને એક ક્ષણ નિહાળી રહ્યા
પ્રતિસ્પર્ધી નેત્રો
એવે સહિયર વદી,
' કનૈયાનાન ! આમ જૂથની મર્યાદા બહાર
ભાસે છે દડીશોધન

તો એ મેંણાં ટાળીને ગોપી દડી
પધારજો વહેલા વસંતવનમાં,
વસંતભીના માર્તંડરાજ જ્યારે ઝિંઝાવે
નવરંગ ઉષ્માકિરણે વ્રજની વૃક્ષાવનરાઇ ! "

અને સુંદર સ્વરૂપ
શું સુંદરશ્યામેથી અદૃશ્ય થયું !

એ યમુનાતટ……
ગહીં વહેંતાં હતાં અમૃત શા નીર,
પણ ઝહેર હતા–
એ એક ' ધરા 'એ હતા ઝહેર.
ઉપર ઊડતાં આભના પંખીને
ઝહેર પ્રસારી અંગેઅંગે
નીરસમાધિ લેવડાવતા'તા.
વળી કાંઠડલે ચારો ચરંતા
મૃગ શા સ્વરૂપસોહંતા
ઝહરી પવનસ્પર્શે પ્રાણી
ધરતીએ ઢળાતા હતા નિર્જીવ.

એ ઝહરી ધરામાં
ડૂબી હતી દડી ઊડીને,
ને કાંઠડલે ઊભા'તા ગોવાળ.
એવે ગોવાળશ્રેષ્ઠ ગોપાળે

—નિજ દેહપ્રાબલ્ય પિછાણુહારે
ઇતિહાસ લખવા પરાક્રમના
ઝહર–ધરા દીમણાં ભર્યાં ડગ
ડગલેડગલે હતું આત્મબળપ્રાબલ્ય.
ઓ જગત ! શાં શાં હશે
પ્રાબલ્ય આત્મ-પિછાણ પ્રબળતાનાં ?

અને વૃક્ષડાળેડાળેથી
ઝઝૂંમ્યો કનૈયો ઝૂલતી ડાળે
ને યમુના–ઝહર–ધરાએ !
અકલ્પ્ય એ પળ હતી
ગોવાળહૈયાના મનોમન્થનની
કે ગોપાળ બેસે છે આજ
બેનન મૃત્યુ ગેડી–દડાનાં.
અને ભુસાગ... ..
ધુબકો પલોટિયો ખાધો કનૈયાએ
ને કાલિન્દી-ધરાનાં ઊછળ્યા નીર.
પછી નીર–કુંડાળાં...
નાનેથી થતાંથતાં મોટાં
સમાયાં જળભર્યાં ધરાએ,
પણ ન સમાયાં...તો ય...
કાહ્‌નાને નિહાળનાંનાં મનોરમણ,
યશોમાત ને નંદપિતા હૈયે

યમુને મચ્યાં'તા તુફાન,
ને માતાને ડૂબતો ભાસ્યો
લાડીલો બાળ કહાન
અરેરાટી વછૂટી હતી દેહે,
ને પુત્રવિજોગણી માતાએ
" કનૈયા ! . કનૈયા ! .."ના સાદે
ડગ ભર્યાં વિયોગના જોમે
કાલિન્દીના નીરે સમાવા ?
અને .... ...
" નંદરાણી ! ય ..શો ! "
એ ત્રુટક સાદે હાથ ઝાલ્યો નંદજીએ
દિલની દર્દ-વ્યથાએ એમનો યે કમ્પતો'તો દેહ
પણ માંડ ખાળતા'તા બાહ્ય દશ્ય
કે હૈયુ હાથ રહે યશોરાણીનુ.
પણ ..
એ ગયુ 'પણુ' .
ને ધ્રુસકા ભરતા વદ્યા
પુત્ર-વિયોગણ માત
" રાજન ! ભાવિ રચ્યુ તે
વધતા વયે દીધો બાળ,
શુ કિશોરવયે કાલિન્દીમા સમાવા ? "
અને આંખેથી વહ્યાં
કાળા ઉષ્માભર્યાં નીર

–નિજ દેહપ્રાબલ્ય પિછાણુણહારે
ઇતિહાસ લખવા પરાક્રમના
ઝહર–ધરા દીમણા ભર્યાં ડગ
ડગલેડગલે હતું આત્મનજપ્રાબલ્ય
ઓ જગત ! શા શા હશે
પ્રાબલ્ય આત્મ-પિછાણ પ્રગટતાના ?

અને વૃક્ષડાળેડાળેથી
ઝણુભ્યો કનૈયો ઝૂલતી ડાળે
ને યમુના–ઝહર–ધનાએ !
અકલ્પ્ય એ પળ હતી
ગોવાળહૈયાના મનોમન્થનની
કે ગોપાળ ખેલે છે આજ
ખેલન મૃત્યુ ગેડી–દડાના
અને ભુસાગ... ..
ધુબકો પછાડિયો ખાધો કનૈયાએ
ને કાલિન્દી ધરાના ઊછળ્યા નીર.
પછી નીર–કુંડાળા...
નાનેથી થતાથતા મોટા
સમાયા જળભર્યાં ધરાએ,
પણ ન સમાયા ..તોય ..
કાહલાને નિહાળતાના મનોરમ ગ
યશોમાત ને નંદપિતા હૈયે

તુમુલ મચ્યા'તાં તુફાન,
ને માતાને ડૂબતો ભાસ્યો
લાડીલો બાળ કહાન
અરેરાટી વછૂટી હતી દેમે,
ને પુત્રવિહોણી માતાએ
" કનૈયા ! . કનૈયા ! . ."ના સાદે
ડગ ભર્યાં વિયોગના જોમે
કાલિન્દીના નીરે સમાવા ?
અને .. ...
" નંદરાણી ! ય . શો. ! "
એ શુષ્ક સાદે હાથ ઝાલ્યો નંદરાએ
દિલની દર્દ-વ્યથાએ એમનો યે કમ્પતો'તો દેહ.
પણ માંડ ખાળતા'તા બાહ્ય દશ્ય
કે હેયુ હાથ રહે યશોરાણીનું.
પણ .. ..
એ રહ્યુ 'પણ'...
ને ધ્રુસકા ભરતા વદ્યા
પુત્ર-વિયોગણ માત,
" રાજન ! ભાવિ રહ્યુ તે
વધતા વયે દીધો બાગ,
શુ કિશોરવયે કાલિન્દીમાં સમાતા ? "
અને આંખેથી વહ્યા
કાળા ઉષ્માભર્યાં નીર.

" યશોરાણી ! પાંચ વર્ષ લગીનાં બાળ
માતાનાં પાપે મરણ પ્રાપ્તે,
પણ એ વય પછી સંચરે સ્વર્ગે
વય વર્ષ વીશની પહેલાં
તો સમજવાં પિતાનાં પાપ.
પ્રભો ! કહીશ કેવાં હશે
        મારાં પાપ ? "
અને લાડકવાયા પુત્રનાં માત-તાત પછી
મહાકલ્પાંતે ધરતીએ ઢળ્યાં મૂર્છાવશ !

        અને ધરાનાં ઊંડાં નીરે !
અઠંગ યમુનાતરવૈયો કહાન
શું આજ તાગ લેવા
        ઊતરતો હતો ?
પછી ધરામાં ઊડતી'તી ધ્વજા
ને એ હતો જળમહેલ,
પારદર્શક પણ......
છીપલાંની દિવાલે બાંધેલો.
લીલી, પીળી, લાલ છીંપલી,
ને હતા રંગીન શણગાર.
માછલીઓ રૂપલારંગી ને સોનલારંગી
તરતી ફેરવ્યાં લેતી'તી.
છીપલ-મહેલમાં અધિકાં હતાં

મોહ તાં શોભન-સૌન્દર્ય.
અને જળમહેલ પ્રવેશદ્વારે ..
પ્રતિહારિણી હતી કે નાગિણી !
એને બજે રૂધી ને પ્રવેશ્યો
જળમહેલે નંદકિશોર
શા ચમત્કાર !
માનસસૌન્દર્ય સુંદરી, એ જળમહેલે વસની,
ઝબકી કનૈયાને નિહાળી, પછી
મધુરમધુર વદતી વેણુસા,
" બાલકિશોર ! અસંભવિત થયું છે
શું સંભવિત ? "
" સુંદરીશ્રેષ્ઠ ! અસંભવિત નથી કાંઈ
આ અવનીના ઇતિહાસે
પણ શો છે આ જળમહેલ ?
ને શા છે તમ વસવાટ અહીં ?"
' બાલકિશોર ! અસ્પૃશ્ય દિગ-વિજેતા
ભાસે એ તુજ દેહ કે
કો' અમૂલ્ય ઔષધિનિ પને
સદેહે ડૂબકી દીધી છે અહીં
પણ નિહાળ પેલો પોઢ્યો !"

એ શયને પોઢ્યો'તો કામદેવ
ગોપપ્રતીક છત્રપલંગે,

ને એને ચીંધતી વદી સુંદરી,
" બાળ ! સત્વર જા તજીને,
તુજ સ્વરૂપે વારી જાઉં છું.
સ્વામિન્ મુજ જાગશે
તો આયુષ્યઅવધ તુજ
ક્ષણા યે લંબાવશે નહીં ! "

એ વેણ સુણી
જળમહેલનો પ્રવેશણહાર વદ્યો,
" સુંદરી ! નિરર્થક છોડ આદંતા.
જળે ડૂબી છે દડી મુજ ! "
" બાળ ! દડી ડૂબંતી નીરે
અમ જળમહેલે આવી છે,
ને મુજ પતિએ પ્રીતે
સંઘરી છે ખેલન કાજે ! "
" સુદરી ! એ જ અભિલાષ કે
પુન: સચરીશ દડી સંગાથે ! "

અને વિચારે વિમાસણ્યાં એ
ગૂથી જળ–નામ–રમણી......
મનડે ઉદ્ભવ્યા કાંઈકાંઈ તરંગ,
ને પછી વદી વેણ,
સહિયર ઊભીને સાનમાં સમજાવી

ગૃહના ચીધી કામ,
એકવડાના સાધતી સંયોગ,
" બાળકિશોર ! વારી જાઉં છું હું
સૌન્દર્યભર્યા તુજ શોભને.
કોડીલો કોડામણો છે.
છોડ ઝંઝટ દહીંની
ને બેન મુજ ઉર-મહેનમા
ઝુનાવીશ સ્નેહપ્રેમ-જળભર્યા રંગે
વારી જાઉં છું તુજ પર, શ્યામ ! '
" સુંદરી ! વારી જાય તો આવજે નજમા
ઉદાસને લેશું-દેશું
પ્રીતે રસરસાળી લા'શું
પણ આજ તો દહીં મારાં . .. ! "
" શ્યામસુંદર ! તુજ દેહે ભાળું છું
વિલાસ ભર્યોભર્યો
કંઈક મૃગનયનીના નેણુનાનાં બાણના
ઘાવ લાગ્યા દીસે છે.
શું વિલાસશ્રેષ્ઠ શૃંગારે છે
ખાલી આભાસ ? "
" સુંદરી ! વિલાસના સાગરમાં વસી
અસ્પર્શ્યો રાખવો છે વિલાસ ! "
" કેટકેટનાએ વિલાસ ઉજવ્યા છે ? "
અને કનૈયાસૌન્દર્યમુખ પૂરભરપૂર

ત્યાંના ગરુડજીએ
યુદ્ધે હરાવ્યા મુજ નાથ,
ને વાસ તજ્યા રમણીકદ્વીપના અમે ! "
" પછી...? " વદ્યો કનૈયો
વિષ-ફેણ-ટોપ કાલીયનાગનીએ ઊભો.
" પ્રભો ! મહાસામર્થ્ય ઉડ્ડયનવિદ્યાનું
સાધ્ય છે ગરુડજીને જગતે.
ક્યાં વસે એમનો વૈરી ? "

અને એવે વદ્યો
પુનઃ લગીર સ્વસ્થતા પામી
પરાજિત કાલીયનાગ,
નિજ-શિર-ટોપે ઊભેલાને
યાચ તો દીનભાવે દીન,
" બાળશ્રેષ્ઠ ! ક્ષમા કરો અપરાધ.
મુજ ભયમસ્તને પછી લાધી
ભય ઉગારંતી એક આશ.
સૌભર ઋષિ મહાપ્રતાપીએ
આભેથી ઊતરતી મીનભક્ષી ગરુડરોના નિહાળી.
યમુનાનાં મીન તરતાં જળે,
ને દબ્યું મુનિહૈયું આર્દ્રતાએ.
પછી કર્યો યોગબળે નિષેધ
વિતાનયોગે મૂકી છાંટી.

પ્રભો ! એના આશ્રયે અમે
બચી ગરુડગજનથી વસવા ક્ષેમ
બાંધી બ્રહ્મહેલ આ દહ ! "

એ દીનમાન–યાચના
સુણી દુખિયાનો બોલી
સુકુમાર કૃષ્ણકનૈયો વદ્યો
નાગરાણીના નેજુલે હસી,
સુંદરી ! મુક્ત કરું છું તુજ પતિને
નાગલોકવાસી તમ
શિરે ધરો છો નાગપ્રતીક.
પણ માનહૈયે ન હોય
નાગના રોષ
ક્રોધનું છે મૂર્તિમન્ત સ્વરૂપ નાગ,
સંસાર કહે છે એની સમસ્યા,
તો દમન કરી એના આજ
ભાખ્યું છે સત્યસ્વરૂપ
ગૂઢા સમજજો એના મર્મ
જગત સમજનારનું છે ! "

અને એ હતી મુક્તિ
કાલીયનાગની ને યમુનાના ઝહરઝરાની

પછી .....?
આનંદ હેલે ચડ્યો . . .

ને નાચ્યા વ્રજના ગોવાળ
મૂર્છાએથી જાગ્યા જશોદા ને નંદજી,
ને નિહાળ્યો મરકમરક મલકતા
બાળ લાલાને સમીપે
લલાટે છાંટતો શીતળ જળ
"બેટા !" નેણુંવા બોલી ને
નેહે માતાએ નિહાળ્યો કહાન
"માતાજી !" પછી સર્યાં કનૈયાવેણુંનાં,
ને પુત્રવતી ગોપીઓના હૈયાં
ભર્યાંભર્યાં ઊભર્યાં વાત્સલ્યે,
ને નવવયા નવપરિણીતા નયણેથી
પિયરિયે માતુ તણી પ્રીત સ્મરી ને
વળી અશ્રુધાર નીરખતી દેતા ભ્રાત સ્મરીને,
ને ખમ્મા વીર ! કહી એ કપોને સ્પર્શી,
ને નાથ્યા કનૈયાનાં દુઃખ હરણાં

એ નિહાળીને
મૂર્છાએથી ઊઠયા નંદરાય
પિતા-વાત્સલ્યના પૂર કોડે,
ને આશિષ્યા અંતરના અભિલાષે
"જગત જીતજે, બેટા !
કોધી કાનીય દમને
ને વહાલી પ્રેમના નિધિ !"

## ( ૧૯ )

## ફાલ્ગુનરંગ ને પ્રલંબાસુરવધ

ઋતુએ હતી મધુરી ઉષ્મા
શીતળ વનરાઇનાં આંકતી મૂલ્ય.
આછાં હલને હસતાં'તાં
વૃક્ષ-ઘુમ્મટનાં લીલુડાં પાન;
મંદમંદ વાતો'તો સમીર
ગોપિકાના લલાટે સ્પર્શતો;
ને છૂટી સૌન્દર્યશોભંતી કેશાવલિ
કાળી કાલિન્દી શી જાણે
આડાંઅવળાં કાળાં વહને
ગ્રીવાના કાંઠે પસારને
વહેતી'તી પોઢેલાના સુંદર ઉત્તરાંગે;
ચંદનલિંપન હતાં લલાટે
તો ય પ્રસ્વેદબિંદુ ભાલપટે
તારલિયા શાં ઝગમગતાં'તાં;

નયણો હતાં ગોર-ચકોર,
પણ ઉષ્માએ પોઢયા શાંત,
મંદ અનિલની કરતા પ્રતીક્ષા;
ને ઢળી હતી અર્ધ પાંપણ,
પણ કીકીએ હતાં નૃત્ય ન્યારાં;
ને આછીઆછી ઓદર્ગાએથી
આકુલવ્યાકુલ દેવાભાવ
ઉરઉછાળાએ કહેતા હતા
કે 'ક્યારે પધારે ઘનસ્યામ !'

અને એ આવ્યો..
ઉમંગે જાણે ઊડંતો આવ્યો,
પ્રણયમેઘની વર્ષા લાવ્યો
"પ્રિયે !.. પ્રિયે !...રાધિકે !"
અને ઝમક વેણુલે ઝમકી,
સંકોરતી અન્તવ્પરત ચીર.
પછી દેહવીજ-ઝમકાર શમ્યો,
વીજળી જેમ ઝમકી શમે
ને રજનીના પ્રસરે રંગ

એવે દીસી ઓઢણી
શ્યામરંગ રૂપરંગીલી,
શું શ્યામના સન્માન અર્થે કે

રંગમાં મળે રંગ
ને રેલાય રસ પ્રીતે ?

અને એણે સાન સમજાવી
અંગુલિમુદ્રાના અનેરા નૃત્યે.
" કનૈયા ! વાટ નિરખી થાકી,
તો ય ન આવ્યા નંદકિશોર ? "
" વૃષભાનદુલારી ! નાગ નાથ્યો પ્રભાતે,
ને આણી ધરાએથી ગેડી.
ગોકુળ જીત્યું કે વૃષભાનનગર ? "
" વૃષભાનનેસ જીત્યો, કહાનકુંવર !
વિજેતાની પણ છું હું વિજેત્રી.
કનૈયો જીત્યો છે ને મેં ? "
" રાધે પ્રિયે ! એ જીત-ઉત્સવ ? "
" કનૈયા ! માસ છે ફાલ્ગુનનો,
ને કેસૂડા-કુસુમ-પાથરી વનરાઇ
વૃંદાવનને રંગે છે રસાળ.
રંગાશું ને ખેલી હોરી
હું રાધા ને તું કુંવર કહાન ? "

અને છંટકાયું નીર
પીળું ભિંજાવી પીતામ્બર
રસ-રંગ છાંટતી રાધિકાએ.

એવે સહિયર આવી
ને લાવી અબીલ.
પછી ગોરીએ ધવલું કીધું મુખ કનૈયાનું
એવે આવ્યો ગુલાલ ભરી એક
વૃંદાવનનો રંગીલો ગોપ.
ને ઊડી અબીલ-ગુલાલ-છોળ
કિશોર-કિશોરી રંગહેલે ચડ્યાં
કંકણ ને નૂપુર ઝમકાર
બજાવતા'તાં સૌન્દર્યગીત,
ને નાચતા'તા કજરાળાં નેણ
રસ-રંગી રાધા પ્રિયાનાં.
એવે તારામૈત્રક માર્યું
કનૈયાએ અર્ધચંદ્ર પ્રણયબાણ

એ મનડે લાગ્યું … .

દેહે વાગ્યું ..
મનોહરી મનમોહનરાણીને,
ને ઘેન વરસ્યાં ખંજનનેત્રે
પછી મૃગની નાસી અકેલી
મૃગરાજને કરતી સાન !

અને એ ઉષાભરી
વારી જાતી વારેવારે

મલક મુસ્કરાઇને ગુંજન કરી રહી
મીઠડા માદ રાગનાં.

° ° ° °

" રંગે રમો ને મારા શ્યામ રે,
રંગે રમો ને મારા શ્યામ.
( સાખી )
ફાગણ ફૂલ્યો ફૂલડે, ખીલ્યા કેસુડા ઉમંગ.
કોકિલને ઉરઓલડે, રમો રમો ને રસરંગ
રંગે રમો ને મારા શ્યામ રે
રંગે રમો ને મારા શ્યામ

× × ×

અને રહ્યા આહ્લાદક અનિલ,
ને પ્રણયનો ભાગ્યોદય નિહાળી
પૂર્ણ પ્રકાશ તા માર્ત ડરાજે
ઘડીક થંભ્યા આજે,
દિલ-દેના સુંદર ધીરાંશીગ,
ને એકાન્તે દીધા અવકાશ
મનોરથના યૌવનમહાસાગરે
એવે આવ્યું મોજુ એક
કર્મસંસારના ઉછળતું તરંગ,
ને સુણાયો સ્વર.
" કનૈયા ! પ્રનબાસુર દૈત્ય
અમ એનને ગોપવેશ ધરી

પ્રવેશ્યો આનંદભાવે રમંતો.
પછી હર્યાં બળરામજી;
પણ પુત્ર રોહિણી માતાના
ને પ્રાતઃસ્મરણીય પિતા વસુદેવજીના.
શું હારે પ્રલંબાસુરથી ?"

એ અણુચિંતવ્યા વેણલાં સુણી
રાધિકા-વિચાર–સમર્થને વધો
અધીરો પણ ધીર કનૈયો,
"ગોપ ! શા પછી સમાચાર ?"
"કનૈયા ! બળરામજીએ હણ્યો એ યવનને
અવરોધરૂપ જે હતો અમ કુદન્ત સંગે ખેલંતાને"
"ગોપજન ! ધર્મકાર્યે આવે અવરોધ
પરીક્ષા છે એ પરબ્રહ્મની !"

અને......?
દિવ્ય પ્રભા કનૈયામુખડે પ્રસરી
અગમ-નિગમની કહેતી વાત
કેટકેટલાએ ઝીલી હશે એ ?
ઓ જગત !
ધ્રૂજાડે છે ત્રિવિધ તત્ત્વ
આધિદૈવિકની હતી ઉપાસના
પ્રકૃતિસંગે ખેલંતા મજવાસીની.

એવે આધિભૌતિક તાપ-અવરોધ
આસુરી ભાવે ભર્યાંભર્યાં અનુદિન
સંતાપતા હતા એ ઉપાસકોને,
જેનાં સાધનાએ હતાં પ્રલોભનો
સંસારની મહા મોહજાળનાં,
ને પાપપુણ્યના સાગરે હતાં પરાપૂર્વનાં મંથન
પરમ પુણ્યના શોધવા
શું આધ્યાત્મિક આનંદમર્મ !

## ( ૨૦ )

# ઋતુ ગ્રીષ્મ ને દાવાનળસાંત્વન

એ હતી ઋતુ ગ્રીષ્મ.
વર્ષાની રસભરી ચિરવિયોગણ
વાટ નિહાળતી વૃંદાવનવનરાઈએ
કે'દારે વરસે વર્ષા,
ને આછા સુકાયેલ ઝરણાં
પુન વહે ભર્યાંભર્યાં !'
વૃંદાવનવનરાઈની શીતલ છાંયડીએ
ઉષ્માના વાતા હતા સમીર.
પાંખ ફફડાવી ફફડાવી પંખી
શું ગ્રીષ્મ ઉષ્ણતાના સ્વીકારતાં'તાં વર્ચસ્વ ?

અને ચરતી હતી ધેનુ,
ને મીઠી વૃક્ષ-છાંયડીએ ગોકુળગોવાળ
રાચંતા મુરલીધર સંગાથે

લેતા'તા વનના લા'વા.

એવે આંધી છવાઇ !
દિશાઓ સૂની ભારી,
ને જંગલે લાગી લાય !
ધેનુ ધરી ભયથરત,
ને મૂંઝાર્યાં ગોપ ધાયા
ગોપાળ કૃષ્ણ કને નાખતા ધા,
" કનૈયા ! દા' વને લાગ્યો છે.
મહા કોપ અગ્નિદેવનો
*શું ભસ્મીભૂત કરશો પ્રજ્વલનરાશ*
ગોધન સગાથે ?"
કૃષ્ણે નિહાળ્યો દાવાનળ
ને માપ્યાં અગ્નિનાં પ્રમાણ.
" ગોપજન ! ધૈર્યવાન હો.
ધૈર્યમાં જ છે કર્મ સિદ્ધ.
ઓ ધૈર્યધીર ! સમતા ધરો.
પીઠ ઝીલો દાનાવળ-ઉષ્મા.
ધેનુને પંપાળી ધીરી
અણનમ એક વિશ્વાસ
પ્રકૃતિની સુકૃતિ પર રાખો !"

એ દાવાનળ...

દઝાડતો બાળતો'તો વનરાઇ
એવે કર્મ-કિશોર-યોગેશ્વરે
દાવાનળને ખાળવા ભર્યાં ડગ.
ભભૂકતી'તી અગ્નિ-જ્વાળા
દાવાનળના દારુણ દાહની,
આભે કરતી ઝગકાર.

એવે કૃષ્ણ કનૈયાએ
લીટી દીધી મનીષાએ,
ને મુંજઘાસની પાડી ચોપાટ.
પછી દાવાનળ અવરોધાણા ખુલ્લા મેદાને.
એ જંગલ ને ડુંગરમાળ દાવાનળની
અટક દેવાની આદ્ય સમસ્યા
શું વ્રજવાસીથી હતી અણજાણ ?
ઓ જગત ! આદિ આ સૃષ્ટિએ
પ્રકટયા માનવીના મનોજ્ઞાન
મનોવિકાસ એ પછી
આર્યતાના પ્રકૃતિના પ્રાબલ્ય
કૃષ્ણ સમા કો' યોગેશ્વરેશ્વરની
શું આત્મ-પિછાણની સિદ્ધિના
હશે એ ચૈતન્ય-એકતાર-ભાવ ?

અને......?

ધીરો સમાયો દાવાનળ,
ને ક્ષેમકુશળ ધેનુના ગોવાળ
કર્મયોગેશ્વર કિશોર કનૈયાની શક્તિનાં
યશોગાન બિરદાવી ગાતા'તા
કે મળ્યો છે મજેશ્વર
ગોપાળકૃષ્ણ કનૈયો.

અને......!

## ( ૨૧ )

## પ્રણયપ્રપંસરી

એ વૃષભાનનગરને નેસડે......
સૂર્યબિમ્બ આથમતાં નિહાળ્યાં
રસ-રસેશ્વરી રાધાકિશોરીએ.

એ સંધ્યા હતી,
ને ગ્રીષ્મદિનની ઉષ્મા
હતાશ બની ભાસતી હતી
ભાગતીનાસતી, જાણે
કે ઉષ્માપાન કરશે રજનીકાન્ત
એમની શીતલ પ્રભાએ.
અને ગગનતેથી ભાનુરાજ
સંચર્યા પશ્ચિમ આવાસે.
એનાં નિહાળ્યાં પ્રતિબિંબ
રસ-દર્પણે રસપ્રિયા આરાધિકાએ.

ને પશ્ચિમે દૂરદૂર તરુલતાએ
આગમતો આછો રકતાશું
ધડીક ઝળકી શાગ્યો
રંગફુલક દઈ સંધ્યાના.
અનુકમ્પા એની સ્પર્શી,
ને દિન-સૌદામણું બીડાયાં કમળ
પ્રતીક્ષા કરીકરીને
કુમુદરાણીના રજનીખીલનની.

પછી રજનીએ ખીલ્યાં
કુમુદરાણી સોળ પાંખડીશા.
ને એને તેજે આશિલતા
તારાગણ તરંગે ચડ્યા,
આભ-સરોવરિયે કરતા પ્રતીક્ષા
શું ચંદ્રોદયની......?

અને ચંદ્રિકા ઢળી,
પછી ધરણીના સાગરે ધવલ-રંગ
ઊર્મિએ, ઉન્માદે ઊછળ્યા.
ઊછળ્યાં રાધિકા-માનસ-મોજાં,
અને ગંધણુ શંધતી રાધિકા
વિહ્વળ બની બંસીસ્વરે,
નિહાળતી ગગનમંડળે,

નયણાંનાં ને સ્વરનાં સંભારણાંએ
ચન્દ્રબિંબે સાંધતી દોર
કે ઉદયરાગ અમૃત શા
કોણ ચંદ્રબંસીએથી બજે છે !

અને......!

પ્રથમ નિશાપ્રહરે
પવન લાવ્યા રસસ્વર,
ને રસ–રસેશ્વરીના શરીર
આદ્ય પ્રકમ્પે કમ્પ્યા,
ને સ્વગત વદી વેણુલા
સમ્બોધતી રસ–બંસીધરને,
" કનૈયા ! શા તુજ બંસીબોલ !
સ્વરે વિસરી છું આજ
ગૃહે ગૃહણકાજ,
ને ભાસે છે અવાસ સૂના સૂના... ! "

અને રાધિકાએ......
કર્ણેન્દ્રિયે સ્વરદોર સાંધ્યા,
" મુરલીધર ! તુજ સ્વર–સંદેશ–દૂતી
આ વાંસળી છે માત્ર વાંસ,
પણ શા માન છે એનાં
કે પાન કરી તુજ અધરરસનું

ફોરે છે અમ કુંજડાંને !"
અને હમી એકલી આગળિમા
ગૃહના ચાર દિક્પાળને પ્રશ્ની,
" ઓ ગૃહમર્ય ! સંસારવિસ્મૃતિ આપે કે
એકતાર વાંસળીના સ્વરે
શા શા આનંદ હશે મહીં ?"

અને ...?
એના માદેસાદે,
એના નાદેનાદે,
એના આનંદ-હિલોળે
નાદબ્રહ્મની એ મસ્તાનિણી રસિયણ રાધિકા
અંતરની સ્વરવેણુ સુણી
આત્મ-ઉલ્લાસના અભિસારે સંચરી,
જ્યારે એ હતી ગ્રીષ્મ-ગગનની,
ને ટગમગતા'તા તેજતારલિયા,
વહેતી'તી આકાશગંગા તીરેથી,
વૃષભાનદુલારીના મગન ઊડતા હૈયાને
પ્રણયની ઉષ્મા ભર્યાં
છંટકોરતા હતા રંગરંગ પ્રેમછાંટણાં.

અને છંટકોરાયેલી રાધિકાના
પછી હેને ચડ્યા હૈયા-સરોવરિયા,

ને સોહાગણ સ્નેહની બનીને
અભિસારે સંચરી રાધાદુલારી.
મનડે હતા કાંઇકાંઇ ઉલ્લાસ,
ને અભિલાષ અંગે હતા.
પછી ઝાંઝરિયાં ઉતાર્યાં,
ને સંકોર્યાં પાલવડાનાં ચીર
આમતેમ નિહાળી પારખી
કે છે ને અભિલાષપૂર્ણ અવકાશ
રજનીના એકાન્તે ?

અને રસ–સારિકા
કોણ પ્રણયેશ્વરને મળવા
પધારતી હતી ?

એ કાંઠો યમુનાનો,
બંસરીના સ્વરરેલને હતો સુધીર,
ને સ્વરરસ રસિલીના અભિસાર.
"મુરહર રન્ધનસમયે
મા કુરુ મુરલીરવં મધુરમ્ ।
નીરસ મેધો રસતાં
કૃશાનુરપ્યેતિ કૃશતનુતામ્ ॥

એવે ફરી સુણીને
રાસેશ્વરી રાસપ્રિયા રાધિકા

આરાધિકા બની રાસે લહેરી

× × ×

" વેણુ વાગે છે વનવેનડી હો રાજ,
વાટ મારી છાનેરી નિરખાય રે,
કાલિન્દીના કોડીના કાંઠડે
ઘેલી ગોવાલણી તારી હો રાજ,
હૈયાના ગોરસ છનકાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે .
ચાલી ચાલી હું તો વાટડી હો રાજ,
વાટે તે વેણુસૂર થાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે ..
ગોપાધિનુડો મારો કહાનજી હો રાજ,
ઘેલો મારો કુંજમાં છુપાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે
આવી આવી ને હું તો આ આવી હો રાજ,
કેમ કરી વેણુના બોલાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે
છૂપો તું કહાનજી હું છુપકડી હો રાજ,
છાના છુપૈયા ખેલાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે
ચમકે ત્યાં તારલી ગગનમાં હો રાજ,
ચાંદનીના તેજ ત્યાં રેલાય રે,
કાનિન્દીના કોડીના કાંઠડે .

અનુરાધા તારલી ને ચંદ્રમા હો રાજ,
આજે મધુમધુરાં મલકાય રે,
કાલિન્દીના કોડીના કાંઠે ..

o o o o

" કનૈયા ! રજનીના પ્રથમ પ્રહરે
રાંધણું તજી, ગૃહ તજી
નીસરી છું તુજ મિલને...! "
" રજની-રસ - પ્રિયા ..!
રાંધણ-રસે છે ક્ષુધ તૃપ્તિ,
ને રજની-રસે પ્રશાંતિ છે
સંસારના સુખદુ ખિયાને ! "
" કનૈયા ! રાંધણુંને રાંધણિયે મેલ્યા,
ને તનડાની તાલાવેલીએ
ઘરકામ અભાગીએ ઠેલ્યા ! "
" રસિલી ! એકતારે સિદ્ધિ સાંપડતી,
છે ને એ સહજ મોલ ? "
" કેટકેટલીઓએ પ્રાપ્તી છે ? "
" સાધનાએ સિદ્ધ બની એટએટલીએ ! "
" કનૈયા ! શી સાધના એ ? "
અને એ સિદ્ધસાધનાધારીએ
પાનવડાની ઝાલી કોર !
" કનૈયા ! સાધનાની સિદ્ધિના
કેવાંક છે પ્રદર્શન આ ? "

" રાધિકા ! કોણ નિહાળે છે પ્રદર્શન ? "
" કૃષ્ણચંદ્ર ! આભના ચંદ્રજી ને
અનુરાધા તારલી નિહાળે છે
કે કેવાંક કૃષ્ણચંદ્ર ને
રાધાનાં છે છાનાં મિલન ! "
" રસેશ્વરી ! શા વળી છાનાં ને
છતરાયાંના ભેદ પ્રેમે ? "
" કનૈયા ! અભેદ ભાસે છે મુજને
ભાવના લોકલાજની ! "
" લજ્જાકુમારી ! અભેદને યે ભેદે
પ્રબળ પ્રેમનાં પૂર ! "
" કનૈયા ! ભેદશે ત્યારે જોવાશે.
પણ રાત્રિ પ્રવેશે છે
પ્રહર બીજામાં......
ને પ્રવેશશું ને ગૃહમંદિરિયે હવે ? "

એ યમુનાતટે
અભિસારિકાના હતા અભિનય,
ને યમુનાને પેલે તીર
દીપતા'તા વૃંદાવનના દીપક
એણે ભાન ભૂલેલીને
સાનમાં સમજાવી વાત.
વીતતા રાત્રિ પ્રહરની

પછી ડગ ભર્યાં......
રજની-રસ-પ્રિયા રાધિકાએ,
ને રણકી રહ્યા કંકણરણકાર.
" રાધે......! રસેશ્વરી...... ! "

એ કનૈયાવેણુનાં
ગુંજી રહ્યાં રાત્રિપ્રહરે
ને યમુનાનીતરંગે સંચરી આજસમીરે લહેરાયાં
ને ઊડ્યા આજનાં નક્ષત્રતારા-મંડળે,
જ્યાં સાધતી હતી અનુરાધા તારલી
પ્રણયના એકતારે
ચકોરી બની કૃષ્ણચંદ્રના દોર,
જે લાગ્યા લાગ્યા ને લાગ્યા હતા.

# 'ગોકુલેશ'માં મુકાયેલા રાસના ઢાળ

| ગીત | પૃષ્ઠ | ઢાળ |
|---|---|---|
| ૧ વેરો વેરોને પંથે ગુલાલ, રાધિકા પાણીડાં પધારે. | ૮૨ | અબોલડા શાના લીધારે. |
| ૨ ઝૂલે છે રે ઝૂલે છે અખુભાન-દુલારી ઝૂલે છે. | ૯૧ | વાગે છે રે વાગે છે વૃંદાવન વેણુ વાગે છે |
| ૩ સખી ! કહાને આવીને નેણ ઢાંક્યાં. | ૧૦૨ | ન આવ્યા નણદીના વીરા. |
| ૪ મોંરા ગોકુળનાં ગરવાં ગામ રે. | ૧૨૨ | માઢ. |
| ૫ યમુનાને કાંઠડે નિહાળતી રે એ એ એ | ૧૪૯ | વંદન તને હો માત ભારતી. |
| ૬ રંગે રમોને મારા શ્યામ રે. | ૧૭૮ | માઢ. |
| ૭ વેણુ વાગે છે વન વેલડી હો રાજ. | ૧૯૧ | જનક હઘાને સખી જાનકીના રામ. |